જગતનો

# આવતી કાલનો પુરુષ

[ સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનું 'The World's Unborn Soul' ]

અનુવાદક

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
ઠે૦ ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા-૧૭

જગતનો

# આવતી કાલનો પુરુષ

[ સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનું 'The World's Unborn Soul' ]

અનુવાદક

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ

ઠે. ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

# નિવેદન

શ્રી. રાધાકૃષ્ણનના The World's Unborn Soul નામના વ્યાખ્યાનનો આ ગુજરાતી અનુવાદ છે.* ૧૯૩૭માં આ વ્યાખ્યાન પત્રિકારૂપે પ્રસિદ્ધ થયું ત્યારે મારા જોવામાં આવ્યું, ને મને થયું કે તેને ગુજરાતીમાં ઉતારવું જોઈએ. ઇતિહાસ, સમાજવિદ્યા, ધર્મશાસ્ત્ર અને તત્ત્વદર્શનને જીવનની સમગ્ર-દૃષ્ટિએ વિચારતું આ વ્યાખ્યાન એક નવી જ ભાત પાડે છે, એમાં શંકા નથી. એનો પૂરેપૂરો આસ્વાદ લેવા એ બધાં શાસ્ત્રોનું તે પૂરતું જ્ઞાન હોવું જોઈએ, એ પણ ખરું. તેથી કદાચ દલીલ કરી શકાય કે, આ પુસ્તક અઘરું ન પડે? વળી, તે પુસ્તકમાં ચર્ચેલો ઇતિહાસ યુરોપનો છે, તેને કોણ સમજે છે, એમ પણ પૂછી શકાય. મને લાગે છે કે, આ જ કારણે તો, ઊલટું, તે પુસ્તક ગુજરાતીમાં ઉતારવા જેવું ગણાવું જોઈએ. આજ જ્યાં-ત્યાંથી સૌ કોઈ કહે છે કે, જગત એક થઈ ગયું છે; કાળ અને અંતરના ફાસલા કમી થઈ ગયા છે; જગતના એક ખંડના બનાવો બીજા ખંડ સુધી અસર કરે છે, ઇ૦ ઇ૦. આ તો છે જ. પરંતુ, એક એથી ઊંડા અર્થમાં પણ આપણે સૌ એક છીએ, અને તે એ કે, આજનું અર્વાચીન હિંદી માનસ, આજનો શિક્ષિત કહેવાતો હિંદી પણ, અમુક અંશે, યુરોપની સંસ્કૃતિનું ફરજન છે. આપણા દેશમાં સૈકા ઉપરથી ચાલતી અંગ્રેજી કેળવણીએ આપણાં મન તથા વિચારણાને પ્રોટેસ્ટંટ વૃત્તિનાં અને યુરોપીય રંગે તરબોળ કરી મૂકેલાં છે. આપણા જીવનમાં પણ એ અસરે ઓછી ભાંગફોડ નથી કરી. સારાંશમાં, આપણે ત્યાં યુરોપીય સંસ્કૃતિનું

* વ્યાખ્યાનમાં જે પ્રારંભિક બે બોલ છે તે છોડી દઈ આખું વ્યાખ્યાન ઉતાર્યું છે. પ્રકરણો પાડી તેમને મથાળાં આપવાનું મેં ઉમેરેલું છે.

મોજું ફરી વળ્યું છે. એટલે, તે સંસ્કૃતિ અને તેના ઊગમને વિચાર્યા વગર ચાલશે નહિ.

એટલું જ નહિ, ગમે તેમ કરીએ તોય આપણે આપણી સંસ્કૃતિને ભૂલી નથી શકતા. યુરોપીય સંસ્કૃતિ, ગમે તેમ તોયે, પરાયી ચીજ છે. જો તેમાંનું કાંઈ કે કાયમી રહેનાર હશે તો, આપણા પ્રાચીન ભૂતકાળની જ ભૂમિકામાં એને રોપાવું પડશે; તો જ તે ફલદાયી થશે. એટલે, જાણ્યે અજાણ્યે, મને કમને, આપણા માનસમાં પૂર્વ પશ્ચિમનો જે શંભુમેળો થયો છે, તેમાંથી સમન્વય-માર્ગ શોધવો જ પડશે. શ્રી. રાધાકૃષ્ણનનું આ વ્યાખ્યાન એવા સમન્વયના ઉદય-કાળનું સૂચક છે. અને એથી જ એ કીમતી છે. વળી એમાં જે ચર્ચા છે તે લૂખી તત્ત્વચર્ચા નથી. પરંતુ આખી ચર્ચાની પાછળ આપણા માનવ જગતનો જે મહાન પ્રશ્ન — શાંતિસ્થાપનનો — છે, તે રહેલો છે.

એટલે, આશા રાખું છું કે, ગુજરાતી વાચકને આ અનુવાદ આવકારપાત્ર થશે. વ્યાખ્યાનમાં આવતા ઇતિહાસના સંદર્ભો વગેરે સમજાવવા અંતે મદદરૂપ ટિપ્પણો આપ્યાં છે. અને મૂળ નિબંધને અંતે રાધાકૃષ્ણનનો પરિચય આપતો એક લેખ તૈયાર કરીને આપ્યો છે. રાધાકૃષ્ણન ગુજરાતમાં પધાર્યા તે વખતે ગુજરાતના ચિત્રકાર શ્રી. કનુભાઈએ તેમનું રેખાચિત્ર પાડી લીધેલું તે અમદાવાદ મ્યુનિસિ-પાલિટીની 'આરોગ્ય પત્રિકા'ના સૌજન્યથી મળ્યું છે, તેને માટે હું ડૉ. હરિપ્રસાદનો આભારી છું. ટિપ્પણો તૈયાર કરવામાં મારા સહાધ્યાયી મિત્ર શ્રી. જમિયતરામ પંડ્યાની મદદ અહીં સાભાર નોંધું છું. ડૉ. રાધાકૃષ્ણને અનુવાદ કરવા માટે પરવાનગી આપી તે બદલ હું ખરેખર એમનો આભારી છું.

આચાર્યશ્રી ધ્રુવનો મારે ખાસ આભાર માનવો ઘટે. તેમણે લખી આપેલા આમુખમાંથી જ તેનું કારણ વાચક સમજશે. શ્રી. રાધાકૃષ્ણન અમદાવાદ આવ્યા ત્યારે મેં તેમને વિનંતી કરી કે, આપે વ્યાખ્યાનનો અનુવાદ કરવાની રજા આપી છે, તો ગુજરાતી પુસ્તક માટે કાંઈક આદિવચન ન લખી આપો? તેમણે કહ્યું કે,

આચાર્યશ્રી ધ્રુવ છે પછી મારા જ વ્યાખ્યાનમાં મારે શું લખવું? તે પરથી મેં આચાર્યશ્રીને આમુખ માટે વિનંતી કરી, તે તેમણે સ્વીકારી. અણધારી પોતાની તબિયત બગડવા છતાં તેમણે તે લખી આપ્યો, તે બદલ હું એમનો આભારી છું.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ
તા. ૧૨–૪–'૩૯

**મગનભાઈ દેસાઈ**

## બીજી આવૃત્તિ

આ સુંદર વ્યાખ્યાનની બીજી આવૃત્તિ થાય છે એ બહુ આનંદની વાત છે. તેથી મળેલી તકનો લાભ લઈ, આખા અનુવાદ ઉપર સળંગ નજર ફરી લીધી છે, તથા નિબંધને અંતે આપેલા શ્રી. રાધાકૃષ્ણનના જીવનપરિચયમાં આજ સુધીની હકીકતો 'પૂર્તિ' રૂપે ઉમેરી આપી છે. અફસોસની વાત એ છે કે, આ૦ ધ્રુવ અત્યારે આ બીજી આવૃત્તિ જોવા સદેહે હયાત નથી. તેમણે આપેલું 'દૃષ્ટિબિંદુ' મારે માટે આ ચોપડી સાથેનું તેમનું મોંઘું સંભારણું છે.

૩૦–૭–'૪૭

મ૦

# દૃષ્ટિબિન્દુ

હાલમાં કેટલાક માસથી મારી તબિયત સારી રહેતી નથી; એનું સ્વરૂપ તપાસી દાક્તરો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, ચિહ્નો જોતાં એ બીમારી ગંભીર રૂપ પકડવાનો સંભવ છે, તેથી મારે અત્યારે આરામ, ખોરાક વગેરેના આવશ્યક નિયમો દૃઢતાથી પાળવા. આમ હું આ નિબંધનો યોગ્ય ઉપોદ્ઘાત મન માને તેવી રીતે લખી શકું એવી સ્થિતિમાં નથી, તે માટે હું દિલગીર છું. તથાપિ બે ચાર લીટીઓ તો હું લખીશ જ, જેથી વચન પાળ્યાનો મને થોડોક સંતોષ થાય.

સર સર્વપલ્લી રાધાકૃષ્ણને આ નિબંધના સ્વરૂપથી મને અમારા અભ્યાસકાળનું અને મારી પોતાની આ વિષયના અભ્યાસની પદ્ધતિનું સ્મરણ આપ્યું. અમારા અભ્યાસકાળમાં એમ. એ.ની પરીક્ષામાં ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન બેનો એક વૈકલ્પિક વિષય બનતો. ત્યાર પછી જેમ જેમ એ વિષયના જ્ઞાનનો અને તેને લગતી શોધનો ભાર વધતો ગયો, તેમ તેમ એ વિષયોને છૂટા પાડવાની જરૂર જણાવા લાગી. અને કોઈ કોઈ વિદ્યાર્થી એક વિષયમાં અસાધારણ સારો હોઈને બીજા વિષયમાં અસાધારણ નબળો જોવામાં આવતો, એથી પણ આ બે વિષયોને પૃથક્ કરવાનું અધિકારીઓને ઇષ્ટ લાગ્યું. પણ મૂળ એ બે વિષયોને જોડ્યા હતા એ અકારણ નહોતું. ઇતિહાસ એ તત્ત્વજ્ઞાનનું મૂર્ત રૂપ છે, અને તત્ત્વજ્ઞાન એ ઇતિહાસનો અર્ક છે. બીજા શબ્દોમાં બીજી રીતે કહીએ તો, ઇતિહાસ તત્ત્વજ્ઞાનની કસોટી છે, અને તત્ત્વજ્ઞાન એ ઇતિહાસની કૂંચી છે.

ખરા ધર્મ અને ખરા તત્ત્વજ્ઞાનનો એવો જ ગાઢ સંબંધ છે. ધર્મને જીવતો રાખનાર તત્ત્વજ્ઞાન છે, તત્ત્વજ્ઞાનને જીવતું રાખનાર ધર્મ છે. યુરોપનું તત્ત્વજ્ઞાન ગ્રીસમાંથી ઊતરી આવ્યું છે, એનો

ધર્મ પાલેસ્ટાઈનમાંથી આવ્યો છે. આ કારણથી બંને વચ્ચે વિરોધના પ્રસંગો પણ ઘણી વાર ઉત્પન્ન થયા છે. પણ ધર્મ અને તત્ત્વજ્ઞાન સામાન્ય રીતે એવાં ગૂંથાયેલાં છે કે, એ બે એકબીજાને શોધી લે છે, અને એકબીજા ઉપર અસર કર્યા વિના રહેતાં નથી. સંત પૉલ, સંત ઑગસ્ટાઈન વગેરે અનેક ખ્રિસ્તી ઉપદેશકોના ઉપદેશ ગ્રીક તત્ત્વજ્ઞાનમાં તરબોળ થયા છે, અને ઍરિસ્ટૉટલના અનુયાયીઓનું તત્ત્વજ્ઞાન ખ્રિસ્તી ધર્મથી જ જીવંત રહ્યું છે. આ સર્વ ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન અને સામાન્ય યુગધર્મની હકીકત, સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના આ ભાષણમાં બહુ સારી રીતે — વ્યાપક અને હૃદયગ્રાહી રીતે — રજૂ કરવામાં આવી છે.

હું દિલગીર છું કે, આવા આકર્ષક વિષયને હું વિસ્તારથી નિરૂપી શકતો નથી.

વરસોવા,
એપ્રિલ ૫, ૧૯૩૯

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

# અનુક્રમણિકા



પુસ્તકના લખાણમાં જે જે શબ્દો ઉપર અંતે ટિપ્પણ આપ્યાં છે, તે શબ્દો ઉપર આવી '*' ફૂદડી મૂકેલી છે. નીચેના શબ્દો ઉપર પણ ટિપ્પણ છે, છતાં ફૂદડી મૂકેલી નથી, તો તે મૂકી લેવા વિનંતી છે. પ્લેટો પા. ૫, લી. ૧૫; પવિત્ર રોમન સામ્રાજ્ય પા. ૨૦–૨; એકહર્ટ પા. ૫૬–૧૨; પ્લોટિનસ પા. ૫૭–૪; શાઈઝાક પા. ૫૭–૪.

# આજનો વિકટ પ્રશ્ન

પોતાના જમાનાની ખૂબી સમજવી એ એક ભારે કપરું કામ છે. એમાં જ ઊછરેલો માણસ એનો અનાસક્ત વિચાર શી રીતે કરી શકે ? છતાં, આપણે બુદ્ધિવિશેષ પ્રાણી રહ્યાં; એટલે, અર્વાચીન જગતમાં પ્રવર્તી રહેલાં અવિરત ક્રિયા, ત્વરાબંધ પરિવર્તનો — એ બધું શું છે, એમનો અર્થ શો છે, એવો પ્રશ્ન આપણને ઊઠ્યા વગર રહેતો નથી. અને એ યોગ્ય છે. કેમ કે, સૉક્રેટીસે* કહ્યું છે તેમ, પરમાં પર વિદ્યા હોય તો, માણસે કેવા થવું જોઈએ, એ શોધવાની છે.

માનવ ઇતિહાસ પાર્થિવ બનાવોની એક ખાલી પરંપરા માત્ર નથી; એ તો અર્થપૂર્ણ પ્રક્રિયા છે, પ્રયોજનસર વિકાસ છે. બહારથી જ તેને નિહાળનારા સપાટી પરનાં લડાલડી ને યુદ્ધો, આર્થિક અવ્યવસ્થા અને રાજકીય વિપ્લવો જોઈને તેમાં તણાઈ જાય છે. પણ, તેમાં ઊંડે ઊતરીએ, તો વિશ્વનો મહાન હેતુ અને માનવનો મર્યાદિત પુરુષાર્થ એ બે વચ્ચેની રસાકસી — ગજગ્રાહ — રૂપી સાચો ભવ્ય ખેલ નજરે પડે. માનવ પ્રાણી કદી અણઉકેલ્યો વિસંવાદ સહી જ નથી શકતું; તેમાં એ સંગીતિ — સુવ્યવસ્થા શોધવાનું જ; કાંઈ કે ગડ બેસાડવા તે મથવાનું જ. તેથી તેનો આખો પ્રગતિક્રમ તેણે આ પ્રકારે ઊભા કરેલા સમન્વયો, તેણે સાધેલી વધુ ને વધુ

---

* આવા ફૂદડીવાળા શબ્દો ઉપર પુસ્તકને અંતે નોંધ છે.

વ્યાપક સંગીતિઓ વડે જ અંકિત થયેલો છે. જ્યારે અમુક સમન્વય નવી પરિસ્થિતિમાં બંધબેસતો થતો નથી, ત્યારે તે એને છોડી દઈ વધુ વ્યાપકતા તરફ વળે છે. આ પ્રમાણે સંસ્કૃતિ-પ્રવાહ હમેશ વહેતો રહે છે. તોપણ તેમાં અમુક સમયો અતિ ભારે પરિવર્તનવાળા તરીકે તરી આવે છે. જેમ કે, યુરોપમાં ઈ૦ પૂ૦ છઠ્ઠું સૈકું,* પ્રાચીન યુગમાંથી મધ્યયુગનો ઉદય,* ને તેમાંથી આજનો યુગ.* પરંતુ આ સમયો પણ આજે પ્રવર્તતા યુગની સરખામણીમાં ઊતરતા છે. આજનો કોયડો અને એને અંગેની ચિંતા તથા તંગ અવસ્થાનાં લક્ષણ જગદ્વ્યાપી અને જીવનનાં અંગેઅંગને આવરનારાં છે. આપણને જાણે એમ લાગે છે કે, સંસ્કૃતિના એક યુગનો અંત* ભજવાઈ રહેવા આવ્યો ન હોય !

જગતના ઈતિહાસમાં પહેલી જ વાર આપણ તેના નિવાસીઓ એકસમૂહ બન્યા છીએ; તેના એકેએક અંગની અસર બીજાં બધાં અંગોમાં પ્રસરે છે. વિજ્ઞાન અને તેના વિનિયોગની એવી ધારણા નહોતી, છતાં તેણે આ પ્રકારની એકતા સાધી છે. રાજદ્વારી અને આર્થિક બનાવો દિવસે દિવસે એવા બનતા જાય છે કે, જગત એક અવિભાજ્ય એકમ છે એ રીતે એનો વિચાર કરવાની આપણને ફરજ પડે. ચલણ-પદ્ધતિઓ એકમેકમાં સંકળાઈ છે; વેપાર આંતરરાષ્ટ્રીય બન્યો છે; અને સૌનાં રાજદ્વારી સુખદુઃખો પરસ્પરાવલંબી બન્યાં છે. આમ છતાં, “वसुधैव कुटुंबकम्”ની ભાવના, માનવમાત્ર એક કુટુંબ છીએ એવું દર્શન, એ એક આકસ્મિક ઝાંખીમાત્ર જેવું રહ્યું છે; એના સાક્ષાત્કાર માટે એવી કશી તાલાવેલી નથી જણાતી. એ ભાવના આપણો એક સર્વસાધારણ જીવંત આદર્શ નથી બની : આજે વ્યવહારમાં

એ વસ્તુ અતિ અગત્યની છે એવી સમજણ નથી જાગી. એટલે, આપણ સૌ વિશ્વબંધુજન છીએ અને તેના ધર્મો આપણે સામાન્યપણે આચરવા જોઈએ, એવી પ્રવર્તક ભાવના પણ નથી ઊઠતી. આવી ઐક્યભાવના યાંત્રિક રીતે, રાજકીય ઘડભાંગો કરીને આણવાના યત્નો થયા છે તે નિષ્પ્રાણ નીવડ્યા છે. કાયમી એવી કોઈ પણ એકતા આવી યુક્તિઓ કર્યે ન આવે;—ઓછામાં ઓછું, એ એકલે જ માર્ગે તો ન જ આવે.

વ્યક્તિની જેમ જ, સમગ્ર માનવજાતનું હિતાહિત તેના જીવનનાં પ્રવર્તક બળો પર, તેની જીવનજ્યોતરૂપ આદર્શો પર, અને તેને ઘડનારા કાયદાઓ ઉપર અવલંબે છે. માનવ-જીવનમાં મન અને તનની પાર પ્રવર્તતી એક ઉચ્ચ ભૂમિકા છે, જ્યાં માનવ સત્ત્વ ધારાધોરણનાં સૂત્રોમાં નહિ પણ આદર્શોમાં અભિવ્યક્ત થાય છે; અર્થાત્ તે ભૂમિકા કે જેમાં પ્રવેશીને પ્લેટો એની આખ્યાયિકાઓ ગૂંથે છે. એને માનવપ્રાણીનું સ્વત્વ — આત્મા — કહી શકાય. તેને લઈને આપણાં તન અને મન સ્વરૂપ પામે છે — ઘડાય છે. આજે માનવીઓનાં હૃદયમાં રંગ અને કોમ, રાષ્ટ્ર અને ધર્મનાં એકમેક સાથે આખડતાં મોજાં લહરી રહ્યાં છે. તેને લઈને પરસ્પર દ્વેષ, વિરોધ, ગેરસમજ ને કુકલ્પના-ઓના બુટ્ટા ઊઠ્યા કરે છે; અને તેથી માનવ-કુટુંબમાં ભાગલા પડી ગયા છે. આજના માનવસમુદાયની સામાન્ય મનોવૃત્તિ સ્થિતિચુસ્ત છે. કશું મોટું સાહસ ખેડવાનો તેને અણગમો છે. કેમ કે, નવું સાહસ ખેડવા જતાં અત્યાર સુધીની સુરક્ષિતતા અને અલગતા જતાં કરવાં પડે. તેણે ઊભી કરેલી આજની તંત્રવ્યવસ્થા નૈતિક દૃષ્ટિએ પડી ભાગી છે,

તેનાથી પણ એને બરોબર સાન નથી આવતી. અને એ તંત્રવ્યવસ્થા એટલે પણ શું? દેશ દેશના સંકુચિત અભિમાનવાળા લોકોની એક ટોળી,* કે જે લોકો પરસ્પર બીએ છે ને તેથી જ સામસામાં ગળાં પકડતાં પાછા પડે છે; તેમજ આંતરરાષ્ટ્રીય કેટલાક કોડીમૂલા ઠરાવો ને કાંઈ ન સાધતા કોલ-કરારોને લઈને જ જે કાબૂમાં રહ્યા છે. પ્લેટો એના 'રિપબ્લિક' ગ્રંથમાં પૂછે છે, "તમને એમ લાગે છે કે રાજદ્વારી બંધારણો* ઝાડ કે પર્વતમાંથી ફૂટે છે? . . . . જેવાં માણસ તેવાં તેમનાં રાજદ્વારી બંધારણો: તેમના ચારિત્ર્યમાંથી જ તે જન્મે છે."[૧] કોઈ પણ સમાજની પુનર્ઘટના તેનાં માણસોનાં મન ને હૃદયોનાં પરિવર્તન કરવાથી જ થઈ શકે. સમાજની આખી સિકલ જ ફેરવી નાખવા આપણે તો બહુ બહુ ઇચ્છીએ; પરંતુ આપણે આપણા ભૂતકાળમાં નંખાયેલાં મૂળિયાંને ઉખેડીને તેમ ન કરી શકીએ. એટલે, આજ વર્તમાન પર સામ્રાજ્ય ભોગવતા વિચારોના ઊગમ શોધતા, થોડુંક ભૂતકાળમાં આપણે ડોકિયું કરી આવીએ.

---

૧. viii. ૫૪૪. જુઓ જોવેટનો અંગ્રેજી અનુવાદ.

## ૨

# ગ્રીસરોમની ગળથૂથી

અર્વાચીન સંસ્કૃતિને* ઘડનારાં ત્રણ બળ તે આ:

૧. વિજ્ઞાન અને બુદ્ધિવાદ;

૨. ઐહિક હિતદૃષ્ટિનો માનવધર્મ;

૩. સમ્રાટ રાજસત્તા.

આ ત્રણે બળોનો ઊગમ ગ્રીસરોમના પ્રાચીનકાળમાં નિહાળી શકાય છે.

૧

યુરોપમાં ભૌતિક વિજ્ઞાનનો પાયો ગ્રીક લોકોએ નાંખ્યો. ગ્રીક માનસની મહાકાંક્ષા જ એ હતી કે, બુદ્ધિને જોરે વસ્તુમાત્રને તપાસવી અને તારવવી, કસી જોવી ને સાબિત કરવી. જીવનનું એકે અંગ આ વ્યાપક સંશોધનમાંથી છૂટવા પામતું નહિ. રાજસત્તા કે શાસ્ત્રના વિધિનિષેધો પણ તેમાં આડ નહિ નાંખી શકતા. જીવનવ્યવસ્થા તર્કશુદ્ધ કરવા મથવું, કયું જીવન માનવને માટે યોગ્ય છે એ પ્રશ્ન વિચારવો, અને પ્રાથમિક માન્યતાઓના ગોટાળાને તર્કશુદ્ધિ અને સુવ્યવસ્થાના સિદ્ધાંતના નિકષ પર ચડાવવો,—આમ કરવામાં ગ્રીક લોક પહેલપ્રથમ હતા. તર્કની કસોટીએ અણચડેલા જીવન વિષે સૉક્રેટીસે આપણને ચેતવ્યા છે; અને એણે પોતાના જમાનાના અણતપાસાયેલા પોકારો અને ઊડતા વિચારોની ઝીણવટથી છણણી કરી હતી. તેનો એ પાકો વિશ્વાસ હતો કે, સત્ય આચરવું અને સીધા ચાલવું એ માનવી સ્વભાવ છે; માનવ સ્વભાવ મૂળે સારો

છે અને જ્ઞાનપ્રકાશ પડે તો અસત્યમાત્રનું અંધારું ઊડી જાય; દુર્ગુણ – પાપ – તો એક ભૂલ, સરતચૂક જ છે; આપણે સાધુતા શીખી શકીએ : તે કેળવણીનો વિષય બની શકે છે.

પ્લેટો કહે છે કે, સાર્વભૌમ કે વ્યાપક સત્ય કોઈ પણ વ્યક્તિનો સ્વભાવ ઘડે છે, અને તેથી તેની પારમાર્થિકતા તે વ્યક્તિ કરતાં પણ વિશેષ છે. ફિલસૂફ એટલે એવો માણસ કે જે ક્ષણિકના સામ્રાજ્યમાંથી મુક્ત થવા મથે છે; અને કોઈ પણ અવ્યવસ્થા કે દોષમાંથી મુક્ત તથા રોજિંદા અનુભવની વસ્તુ કે વિગતોને રંગનાર એવી સત્યની સનાતન ભોમનું ચિંતન કરે છે. અને આવી સનાતન ભોમ કે જ્યાં મનુષ્ય, મતમતાંતર કે શક્યાશક્યતાની દુવિધા વગર, સ્થિરતાપૂર્વક વસી શકે, તે તો સાર્વભૌમ સત્યોની સૃષ્ટિ જ છે. આવા સત્યનું સ્પષ્ટમાં સ્પષ્ટ ઉદાહરણ જોઈએ તો ગણિતના વ્યાપક સિદ્ધાંતો છે.

૨

છતાં, ગ્રીક લોકો એ વીસરી શક્યા નહોતા કે, પોતાનું મુખ્ય કામ તો પ્રત્યક્ષ મનુષ્ય અને એના સ્થૂલ સંસારવ્યવહાર જોડે છે. એના સ્થૂલ શરીરને પૂરેપૂરું ખીલવા દેવું જોઈએ; એની મનઃશક્તિને પૂરું વિકાસક્ષેત્ર મળવું જોઈએ; એના સત્ત્વની એકેએક બાજુ એવી સંગત રૂપે ખીલવવી જોઈએ કે જેથી એમાંની કોઈ પણ એકલી બાકીની બધી પર મોંમાર ન થઈ પડે, પણ બધી એકરાગ બની વિકસે. સોલને* આપેલી કહેવાતી, અને જેની સાથે હેરોડોટસ* સંમત હતો એવી સુખની એક વ્યાખ્યા* છે કે, “તે (એટલે કે, સુખી) માણસ જાતે નર્યો હોય, રોગનું નામ ન જાણે, આપત્તિથી મુક્ત હોય, છોકરાં તરફથી સુખી હોય, અને

જોવો ગમે તેવો—રૂપવાન હોય. આ બધા ઉપરાંત જો તે પોતાની જિંદગી સારી રીતે વિતાવે, તો, ખરેખર, જેની શોધમાં તું છે તે માણસ—જેને સાચા અર્થમાં સુખી કહેવાય તે માણસ—તે છે.” ધર્મ કે નીતિની બાબતમાં ખાસ પ્રતિભા કે ઉદ્રેક ધરાવનાર તરીકે ગ્રીકોની ખ્યાતિ નહોતી, શાશ્વતની શોધ માટે કશી ખાસ તમન્ના કે અન્યાય સામે એવો કોઈ ખાસ પુણ્યપ્રકોપ એમનામાં ક્યારેય પણ હતો એમ આપણને નથી જોવા મળતું. તેમનો મુખ્ય ધર્મ ઑલિંપિયાના દેવતાઓની ઉપાસના* એ હતો. આ દેવોની કલ્પના માનવને મૂળ આધારે કરાઈ હતી. ડાયોનિસસ, એફ્રોડાઈટ, હર્મીઝ આર્ટિમીસ—આ દરેક જણ એકાદ માનવ-ગુણનું પ્રતીક છે. કોઈ ધર્મ એના અનુયાયીઓ પર પરમ ગૂઢત્વની કેવી છાપ પાડે છે એ જો એનો પ્રકાર તોલવાની નિર્ણાયક વસ્તુ ગણીએ તો, એ કસોટીથી ગ્રીક લોકની દેવકથાઓનાં પુરાણોમાં ઉચ્ચ કોટિનો ધર્મ નથી. ધર્મ માનવ આચારમાં જે સંયમ શીખવે છે એની સત્યતા વિષે સોફિસ્ટ* લોકો શંકા ઉઠાવતા. એમને મન, બહુ બહુ તો તે એક માનવરૂઢિ માત્ર છે.[1]

પરંતુ, ધાર્મિક માન્યતાઓ રાજકીય હેતુઓ સાધવામાં કામમાં આવતી. દરેક શહેર માટે અમુક કે તમુક દેવ ખાસ રક્ષક હોતો. ધાર્મિક તહેવારોમાં ગ્રીક લોક જ ભાગ લઈ શકતા, બીજા નહિ. પરંપરીણ માન્યતાઓ પર હુમલો

---

૧. સોફિસ્ટોનો આ મત પ્રોટેગોરાસે નીચેના વાક્યમાં સ્પષ્ટ કર્યો છે: “ઈશ્વર છે કે નથી કે એ કેવો છે એની મને ખબર નથી. આ જાતની જ્ઞાનપ્રાપ્તિમાં ઘણી મુશ્કેલીઓ છે; જેમ કે, વિષયની અસ્પષ્ટતા ને બીજું ટૂંકું માનવજીવન. ...”

કરવા માટે સૉક્રેટીસનો જાન લીધો કે ઍનૅકસેગોરાસને* દેશપાર કર્યો, તો તે એટલા માટે કે દેશાભિમાનના રાષ્ટ્રધર્મ સામે એ પાપકર્મ હતું. એ કાર્યમાં ધાર્મિક બળાત્કાર કરતાં રાજકીય જુલમ વધારે હતો. લોકોની ધર્મભાવના પર લાંબો વખત સોફિસ્ટ લોકોએ કુઠારાઘાત ન કર્યા; કે એપિક્યૂરસ*, જગત્તંત્રમાં દેવોને કાંઈ કરવાપણું નથી એમ કહેવા છતાં, એમના અસ્તિત્વને સ્વીકારતો હતો; અથવા તો, સ્ટોઇક લોકો*, ભારેમાં ભારે કટ્ટર બુદ્ધિવાદી હોવા છતાં, જૂની ધાર્મિક પ્રણાલીની શક્તિદાયિતા વાપરતા : આ વિસંવાદી લાગતા બધામાં કારણ એ હતું કે, ધર્મની સામાજિક કિંમતની એમને ખબર હતી.[1]

પાઇથાગોરાસ* અને પ્લેટો, ઑર્ફિક લોકો* અને નવ–પ્લેટોવાદીઓમાં* ધર્મગૂઢત્વનું વલણ દેખાતું હતું, એ વાત ખરી. પરંતુ, એ વલણ ગ્રીક સ્વભાવના પ્રતિનિધિરૂપ હતું એમ કોઈ રીતે નહોતું. પિંડાર* ને પેરિક્લિસ,*

---

૧. ગ્રીક જીવનદૃષ્ટિમાં ધર્મને મૂળે જ ગૌણ સ્થાન હતું. એનો દાખલો જોવો હોય તો એમની સાંપરાય વિષેની માન્યતામાંથી મળી શકે છે. પ્લેટો પણ કોક કોક વાર મરણોત્તર જીવન વિષે સાશંક થતો હતો કે, એ તે અમરત્વ હશે કે નિઃસ્વપ્ન નિદ્રાસ્થિતિ હશે! ઍરિસ્ટોટલ આ વિષે સ્પષ્ટ નથી; કારણ કે, એ એમ સૂચવે છે કે, માણસ મરી ગયા પછી એને પાપપુણ્ય રહેતાં નથી — એને અડતાં બંધ થઈ જાય છે. સ્ટોઇક લોકો વ્યક્તિનું અમરત્વ નહિ માનતા; જોકે સર્વસામાન્ય પ્રલયની ઘડી સુધી જીવાત્મા ટકી રહે છે એમ કોઈ વાર કહેતા. (ટૂંકમાં,) ગ્રીક લોકો સાંપરાયની કલ્પનાથી મનોરંજન કરતા, પણ તેની તેમના જીવન પર ભારે અસર પડતી નહિ.

થુસિડિડીઝ* ને સૉક્રેટીસ ગ્રીક પ્રતિભાના ઉત્તમોત્તમ પ્રતિનિધિઓ છે. તેઓએ કળા અને વિજ્ઞાનસૃષ્ટિમાં નજર દોડાડી, નાગરિક જીવન અને તેના ધર્મો તથા મહેચ્છાઓ વિષે વિચારો કર્યા. આમ તેઓ મુખ્યત્વે ઐહિક માનવધર્મના* વિચારકો હતા.[1] ગૂઢવાદી ધર્મો માણસને દેવાંશી માની તેના દેવત્વનાં દર્શન સાધવા તાકતા હતા. પણ, નમૂનારૂપે એક ગ્રીકનું વલણ તમે જુઓ તો તેને એવી કશી પરવા નહોતી. પિંડાર લખે છે, "બે જ વસ્તુઓ છે કે જેને લીધે સમૃદ્ધિનાં સુંદર ફૂલો મધ્યે જીવન પુરબહાર ખીલે છે અને તેની સંપૂર્ણ મધુરતા પ્રગટાવે છે : જીવનમાં બરોબર ફાવવું તે, અને તેથી કરીને સારી નામના મેળવવી તે. દેવ બનવાનું નહિ તાકતો. કેમ કે, પેલાં બે માનવંતાં ફૂલોમાંથી તું કાંઈ હિસ્સો પામે, તો જાણ કે તું બધું જ પામ્યો છે. મરણધર્મી માણસની વસ્તુઓ મર્ત્યત્વને જ વધારેમાં વધારે બંધબેસતી હોય છે." પ્લેટોનાં લખાણોમાં કેટલાક ભાગો એવા છે કે જ્યાં તે આપણને કહે છે કે, મનુષ્યનો સ્વભાવ પાપમૂલ છે, તેનાથી સંભાળીને ચાલજો; અને આપણને અનુરોધ કરે છે કે, અદૃશ્ય એવા પર–

---

૧. "માનો કે પ્લેટો અને પિંડારમાં 'ઑર્ફિઝમ'નું કાંઈક હતું, કે પાઇથાગોરાસે અંક વિષે વિચિત્ર કલ્પનાઓ બાંધેલી, કે એસ્કાઇલસને ગૂઢવાદનો કાંઈક સંપર્ક હતો, યા યુરિપિડીઝમાં ગૂઢવાદ અને માનસવૈચિત્ર્ય હતાં;— તોપણ ગ્રીક પ્રતિભાની ખાસિયતના અભ્યાસીને આ એમની ખાસ વિશેષતાઓને અવગણીને ચાલવાનો હક છે,— જો એને એમ લાગે કે તપાસી જોતાં ગ્રીકજીવનનું મુખ્ય લક્ષણ તો મને આ મળે છે અને તેની જોડે પેલું બધું બંધબેસતું નથી તો." (લિવિંગ્સ્ટનના 'The Greek Genius and its Meaning to Us' પુસ્તકમાંથી.)

લોકની દૃષ્ટિએ જીવન વહાવજો. પણ આ લખાણોમાં પ્લેટો જેને ખાસ ગ્રીક પ્રતિભા કહેવાય, તે વ્યક્ત કરતો નથી.[1]

## ૩

ગ્રીક માનસમાં જે આધ્યાત્મિક ઊણપ હતી તેની ભરપાઈ તેમની પુરરાજસત્તા* પ્રત્યેની ભક્તિ અને નિષ્ઠાથી થતી હતી. ગ્રીક સમાજરચનામાં પુર તેનો ઘટક – એકમ હતું અને તે પુરવાસીઓની ભક્તિ ને નિષ્ઠાનું અધિકારી બનતું. બીજા પુરના નેતૃત્વને[2] સાંખવા કોઈ ગ્રીક પુર ખુશી નહોતું. પેરિક્લિસના કબરપ્રવચન-(Funeral oration)માં એવી ઘોષણા કરેલી છે કે, રાજસેવા એ સર્વોત્તમ ધર્મ છે. દરેક ગ્રીક શહેર પોતપોતાની સર્વશ્રેષ્ઠતાનું અભિમાની હોતું. એટલે બન્યું એવું કે, સમસ્ત ગ્રીક જગતના ઐક્યની વ્યાપક ભાવના અને તે પ્રત્યે વફાદારી કેળવવાનું ગ્રીક લોકો ચૂકયા. તેઓ એક સમવાય સંગઠી જ શકયા નહિ; અને તેથી એક સાથે કાર્ય ન કરી શકયા, પરંતુ પરસ્પર વિરોધી એવાં સ્વસત્તાક પુરરાજ્યોએ પોતાનું આયુષ માંહોમાંહે લડી લડીને જ ખપાવ્યું. અને એમ,

૧. રોડ એના પુસ્તકમાં કહે છે કે, પ્લેટોવાદ ગ્રીસમાં એક અલાયદો પડતો જ ફણગો હતો. સર રીચર્ડ લિવિંગ્સ્ટન લખે છે, "પ્લેટો ગ્રીકોમાં પણ ખરો ગ્રીક હતો, છતાં એના વિચારોમાં જે વસ્તુ ખાસ એની જ તરીકે નિરાળી પડે છે, તેની અંદર એ ગ્રીક પ્રવાહથી ઊલટો જ જનાર છે."

૨. ગ્રોટ લખે છે, 'રાજદ્વારી સત્તાધીશતાની બાબતમાં પૂરેપૂરું અનૈક્ય એ એમનો વહાલામાં વહાલો સિદ્ધાંત હતો. જે એકમાત્ર સર્વસત્તાધીશતાને ગ્રીકનાં માન કે મમતા મળતાં તે ખોળવું હોય તો તે તેના પોતાના પુરની દિવાલોમાંથી મળે.'

ગ્રીક સંસ્કૃતિએ દેશાભિમાન–ધર્મના પોતાના ભૂલભરેલા ખ્યાલને વળગી રહીને, આત્મઘાત[૧] કર્યો. ગ્રીસે યુરોપને શુદ્ધ જ્ઞાનોપાસનાનો વારસો આપ્યો[૨] તેની સાથે આ નિષેધાત્મક બોધનો પણ વારસો આપ્યો કે, દેશાભિમાન એ સર્વશ્રેષ્ઠ ગુણ છે એ નહિ નભી શકનારી વાત છે.

ગ્રીસ વીત્યે રોમ ચડતી પર આવ્યું. કેટલોક વખત તેનું જોર ટક્યું. પરંતુ તેના ભિન્ન ભિન્ન પ્રાંતોને એક સાથે ગાંઠી શકે એવી આધ્યાત્મિક ઐક્યભાવના એનામાં નહોતી. દરેક પ્રાંતને પોતાપોતાના ધાર્મિક રીતરિવાજો અને વિધિપ્રણાલીઓ હતાં, અને દરેક પ્રાંત પોતપોતાના પડોશીનાં તે બધાંને ધિક્કારતો. એટલે રોમ માટે કસોટીનો સમય આવ્યો ત્યારે આ પ્રાંતીયતાનો અલગભાવ ફાવ્યો અને રોમ ગબડ્યું. અને જૂની પ્રણાલી તૂટી પડી તેટલામાં તો ખ્રિસ્તી ધર્મનો નવો સંસ્કાર-પ્રવાહ યુરોપમાં વહેવા લાગી ગયો હતો.

---

૧. "રાષ્ટ્રદેવની આ ઉપાસના ગ્રીક જગતને વળગેલી એક બલા હતી, જેનું માર્યું તે નાશ પામ્યું." — પ્રો. ટોયન્બી

૨. "માણસ અને પશુ વચ્ચે તથા ગ્રીક પ્રજા અને જંગલી બર્બરો વચ્ચે જે ભેદ છે તે આ કે, પહેલો વર્ગ વિચારશક્તિ કેળવી શકે છે અને તેને શબ્દબદ્ધ કરી શકે છે." — આઇસોક્રેટસ

# મધ્યયુગની મહત્તા

મધ્યયુગીન સંસ્કૃતિ* પોતાની સર્વોચ્ચ અને સુંદરતમ કોટિએ ૧૨ મા અને ૧૩ મા સૈકામાં પહોંચી. તેની એ ખિલવણીની જીવંત પ્રેરણા તેને યહૂદી–ખ્રિસ્તી જીવનદૃષ્ટિમાંથી મળી હતી. કેટલાક ગ્રીક સંસ્કૃતિના અભિમાનીઓ એવું સૂચવવા તરફના વલણના છે કે, માનવ પ્રગતિમાં આ યુગ એક કમનસીબ આડ–ફાંટો છે. એમ કહેવાય છે કે, સ્ટોઇક લોકની મૂળ બુદ્ધિવાહિતા અને (Cosmopolitanism) વર્ણાવર્ણી વગરની દૃષ્ટિને યુરોપીય માનસ પર બરોબર જામવા દેવામાં આવ્યાં હોત, જો માર્કસ ઓરેલિયસે* ખ્રિસ્તી ધર્મને જડમૂળથી નાબૂદ કરી દીધો હોત, તો આજ યુરોપ જુદી જ જાતનું હોત : તે વધારે દયાધર્મી, વધારે શાન્તિપ્રિય હોત અને રાષ્ટ્રીય તથા પ્રજાકીય વિગ્રહોમાં આમ ન રાચતું હોત. પણ આવા કલ્પનાના ઘોડા નિરર્થક છે, છે, કેમકે ઇતિહાસે તેથી અલગ દિશા લીધી છે. સ્પષ્ટતઃ, કુદરતે કાંઇક બીજું ધાર્યું હતું.

રોમ બીજી પ્રજાઓ સાથેનાં યુદ્ધોમાં જીતતું ગયું તેથી તે એમની જોડે સંસર્ગમાં આવ્યું; અને પોતાની આધ્યાત્મિક ઊણપે કરીને, પરધર્મોની અસર તેના પર વ્યાપવાનાં દ્વાર ખુલ્લાં હતાં; એટલે, કેટલોક સમય ખેંચાખેંચીનો ગયા પછી, ખ્રિસ્તી ધર્મ તેમાં જીત્યો. જેમ જસ્ટીનિયને* એથેન્સની

શાળાઓનાં દ્વાર બંધ કર્યાં તેનો અર્થ પ્રાચીન જગતનો અંત આવ્યો એમ કહેવાયું, તેમ કૉન્સ્ટન્ટાઈનનું ધર્માન્તર* એ ખ્રિસ્તી ધર્મની જીતનો જાહેર એકરાર હતો. ખ્રિસ્તી ધર્મે એક તરફથી યહૂદી ધર્મની સાક્ષાત્ ઇશ્વરની માન્યતા અને પરમાર્થભાવના સંઘર્યાં, તો બીજી તરફથી તેણે ગ્રીક વિચારસૃષ્ટિ અને રોમની રૂઢિપરંપરામાંથી પણ ઘણું અપનાવ્યું.

૧

યુરોપીય વિચારસૃષ્ટિમાં ખ્રિસ્તી ધર્મે બે મુખ્ય વસ્તુઓ ઉમેરી: (૧) માત્ર બુદ્ધિ પૂરતી નથી એ વસ્તુ પર ભાર મૂક્યો, અને (૨) ઇતિહાસ-પ્રવાહનું મહત્ત્વ બતાવ્યું. યહૂદી તથા ખ્રિસ્તી બેઉ ધર્મોનો પાયો ઈશ્વરે પ્રગટાવેલી વાણીની માન્યતા પર છે. ભારેમાં ભારે આધ્યાત્મિક ગ્રીક વિચારકોને મન, ઇશ્વર એટલે શિવ-તત્ત્વ, આદિ-શક્તિ, વિશ્વનો કાયદો, બુદ્ધિતત્ત્વ કે શબ્દબ્રહ્મ. યહૂદી તથા ખ્રિસ્તીને મન ઇશ્વર એટલે પુરુષોત્તમ, જે પોતાની ઇચ્છા એના મનુઓ અથવા પેગંબરો દ્વારા પ્રગટ કરે છે. આ ઉપરાંત વધુમાં ખ્રિસ્તી એમ માને છે કે, ઇશ્વરે મનુષ્યરૂપે અવતરી દુનિયામાં માનવ જીવન ગાળ્યું.

આ ઉપરાંત, મોટામાં મોટા ગ્રીક વિચારકોને એ ખ્યાલ નહોતો કે, ઇતિહાસ એ એક ઉદ્દેશપૂર્ણ પ્રક્રિયા છે, તેના પ્રવાહને દિશા છે અને પહોંચવાનું લક્ષ્ય છે. તેઓ એને એક ચક્રીય ગતિ જ માનતા. પણ યહૂદીઓને ઐતિહાસિક લક્ષ્ય અને નિષ્પત્તિમાં શ્રદ્ધા હતી. તેમનું

માનસ એક એવી તીવ્ર શ્રદ્ધા અને આશા ઉપર નિર્ભર રહેતું હતું કે કોઈક મહાન બનાવ બનશે, જે આ ઐતિહાસિક પ્રશ્નનો આખરી ફેંસલો કરશે. આવી અવતારવાદની કલ્પના યહૂદીઓના ઇતિહાસની એક પ્રધાન નિર્ણાયક વસ્તુ છે, અને તે ખ્રિસ્તી ધર્મમાં પણ આવી હતી. એટલે ખ્રિસ્તી દૃષ્ટિમાં ગ્રીક તેમ જ યહૂદી બેઉ લોકની ઇતિહાસ વિષેની કલ્પનાઓનું સંમિશ્રણ થયું છે.

સંત ઑગસ્ટાઈન* ગ્રીસરોમના અને ખ્રિસ્તી ધર્મના જમાનાની સંધિ વખતે થયા. એમનાં લખાણોમાં તમને આ બે ઐતિહાસિક કલ્પનાઓ વચ્ચેનો વિગ્રહકાળ જોવા મળે. એમણે પોતાની આંખે એક મહાન પ્રલયવત્ ઘટના — રોમનો નાશ અને અંત આવેલાં જોયાં : જગતે કદી નહિ જોયેલું એવું ભારે ધ્રુવતમ લાગતું તે તંત્ર ઊખડી જતું તેમણે જોયું. ત્યારે તેમણે સર્વાતીત એવા ઈશ્વરી સત્ય તરફ આંગળી ચીંધી; જીવનની ચડતીપડતી અને પરિવર્તનશીલતાથી પર એવું સનાતન સત્ત્વ બતાવ્યું. એમના આત્મનિવેદન (Confessions) નો આ મધ્યવર્તી સૂર છે. ઈશ્વર-તત્ત્વ આત્યંતિક અને ઇતિહાસથી પર છે, એ વસ્તુનો યહૂદી લોકની દૃઢ ઇતિહાસદૃષ્ટિ સાથે કે ખ્રિસ્તીઓના અવતારવાદ સાથે મેળ ખવડાવવો એ અઘરો કોયડો છે. મધ્યયુગની પ્રખર બુદ્ધિશક્તિ આ કોયડાના ઉકેલ પાછળ અને પોતાના ધર્મના બીજા સિદ્ધાંતોના શ્રદ્ધાજનક અર્થો બેસડવા પાછળ લાગી હતી. સંત ટૉમસ એક્વિનાનાં* ધાર્મિક લખાણો જોઈએ તો તેમાં આપણને, ઍરિસ્ટોટલના* શુષ્ક તર્કશાસ્ત્રને આધારે, ખ્રિસ્તિ ધર્મતત્ત્વની યુક્તિબદ્ધ રચના કરવાનો માનનીય પ્રયત્ન જોવા મળે છે.

પરંતુ, આવા બધા મોટમોટા પ્રયત્નો થયા છતાં, એ કોયડો હજી પણ અણઊકલ્યો જ છે.[૧]

મધ્યયુગે વિચારોની જે ઇમારત ખડી કરી તે એવી તો પૂર્ણ હતી કે, તેમાં કાંઈ અજાણી હકીકતો રહી જાય કે વિચારને પક્ષાઘાત લાગે, એવા કશાને સ્થાન જ રહ્યું નહોતું.

૨

જ્યારે પુણ્યાચારનું પાલન, તે કરવું સ્વતઃ ઇષ્ટ છે એમ સમજીને નહિ, પણ ઈશ્વર એમ ઇચ્છે છે એવી સમજથી કરવામાં આવે છે, ત્યારે તે એવા ઉદ્રેક અને આગ્રહથી કરાય છે કે, કેટલીક વાર તે આગ્રહ અને ઉદ્રેકમાં ખુદ્દાઈ નથી રહેતી. ઈશ્વરની શી ઇચ્છા છે એ જાણ્યું, એટલે એને આગળ

---

૧. રશિયાના મહાન ધર્મતત્ત્વજ્ઞ ( Theologian ) નિકોલસ બર્ડિયેવે આ મુશ્કેલીને આમ વર્ણવી છે :

"ખ્રિસ્તી ધર્મસંપ્રદાયના સિદ્ધાંત અને તેની ચાલુ ફિલસૂફી પ્રમાણે, દિવ્ય જીવનના સૂક્ષ્મ ઊંડાણમાં વિકાસગતિ હોઈ શકે કે તેમાં ઐતિહાસિક પ્રક્રિયા હોઈ શકે એ વસ્તુ, ખ્રિસ્તીધર્મી માનસ સાથે અસંગત હોય એમ લાગશે. અને ખરેખર, સારી પેઠે પ્રચલિત એવો એક ખ્રિસ્તી સિદ્ધાંત છે કે, ઈશ્વરતત્ત્વ પર વિકાસગતિનો કે કરુણાન્ત નિયતિનો સિદ્ધાંત અસર કરી શકે એ માન્યતા ખોટી છે. પરંતુ, મને પાકી ખાતરી છે કે, ઈશ્વર અને આત્યંતિક સત્યની અચલતા અને ગતિરહિતતા, તથા તે અચલ તત્ત્વથી તત્ત્વતઃ ભિન્ન એવું જે આ સાપેક્ષ ને સર્જક જગત તેમાં જ માત્ર અસરકારક માનેલ ઐતિહાસિક પ્રગતિ—આ જાતનો ખ્રિસ્તી સિદ્ધાંત એ એક માત્ર લૌકિક, બાહ્ય ને ઉપરચોટિયા જ માન્યતા છે. અને ઈશ્વર વિષેના સિદ્ધાંતમાં અનુસ્યૂત રહેલું જે અતિ ઊંડું ને ગૂઢમંત્રરહસ્ય છે તે એ માન્યતાની ધ્યાન બહાર રહેલું છે."

ધપાવવાનું આપણને મન થઈ જાય છે, ને પછી કોઈ તે ન માને એ આપણને અસહ્ય લાગે છે. "ઈશ્વર સ્વમુખે જ વદ્યા, પછી વળી બીજો પેગંબર કોણ?" આવી માન્યતાથી નીતિના આવેશમાં જે ચોકસાઈ, શ્રદ્ધાજનકતા, અને અમલ કરવાની ઉતાવળ આવે છે, તે બધું શુદ્ધ તર્કશક્તિ તો કદી ન નિપજાવી શકે. પણ, તેની જ સાથે, એ માન્યતા પરિવર્તન કે પ્રગતિમાત્રનાં બારણાંય બંધ કરી દે છે.

એક જ ધર્મ સાચો હોઈ શકે એ કલ્પનાની પહેલા-પ્રથમ શોધ યહૂદીઓએ કરી. પરંતુ, તેઓએ પોતાને માટે એમ પણ માની લીધું કે, અમે ઈશ્વરની "લાડીલી પ્રજા" છીએ, એટલે પછી આખી દુનિયાને પોતાના ધર્મમાં આણવાનું ધર્મઝનૂન એમને ન ચડ્યું. ખ્રિસ્તી ધર્મને યહૂદીઓએ બે વસ્તુ આપી : (૧) નીતિ માટે આગ્રહ, અને (૨) મોટાઈનો ખ્યાલ. ગ્રીક લોકોએ એ ધર્મની અસ્પષ્ટ ઝંખનાઓ અને આત્માના ગૂઢવાદોને તર્કબદ્ધ રૂપ આપ્યું — એમને સિદ્ધાંતના ચોકઠામાં ગોઠવી આપ્યાં. વ્યવહારદક્ષ તથા સંગઠનપ્રિય રોમન લોકે તે ધર્મને તંત્રબદ્ધ કરવામાં મદદ કરી; અને આખા જગતના સામ્રાજ્યની એમની ઇચ્છાએ જીસસ ક્રાઇસ્ટની સરળ ધર્મશ્રદ્ધાને એક જબ્બર ધર્માંતર કરાવનારો પંથ બનાવી મૂક્યો. કૉન્સ્ટંટાઈનના સમય પછી, ધર્મગુરુઓ અને રાજસત્તાધારીઓ ધર્મની માન્યતાનાં બીજાં રૂપો પ્રત્યે વ્યવસ્થિત અસહિષ્ણુતા બતાવતા થયા; અને તે બાઈબલના આ વાક્યના ઓઠા હેઠળ કે, "જે મારી સાથે નથી તે મારી સામે છે, અને જે મારી સાથે (ધર્મ-) સંગ્રહમાં નથી તે (ધર્મ-) વિગ્રહમાં છે."

અને આ સ્થિતિમાં, ઑગસ્ટાઈને પાડી બતાવેલો બે શહેરો*નો ભેદ, તેમ જ ઈશ્વરી રાજ તે ઐહિક — આ જગતનું નથી એ વિચાર ઉમેરો, એટલે દુનિયા એક ક્ષણિક ખેલ બની રહે, સૌંદર્ય ફાંસામાં ખપે, અને આનંદ આકર્ષક પ્રલોભન લેખાય. પછી સર્વોચ્ચ ગુણ ઇંન્દ્રિયનિગ્રહ અને દેહ-દમન જ ગણાય. “ કોઈ મારે શરણે આવે, ને પોતાનાં માબાપ, પુત્રપરિવાર, ભાઈભાંડુ ને સગાંસહોદરને, અરે પોતાના જીવનલોભને પણ ન નિંદે, તો તે મારો શિષ્ય ન થઈ શકે.” આ મહાભિનિષ્ક્રમણની છાયામાં* સામાજિક પ્રેરણાઓ સુકાઈ ગઈ અને બૌદ્ધિક જિજ્ઞાસા મંદ પડી.

૩

રાજસત્તા એ ઈશ્વરી બનાવટ છે, એ સિદ્ધાંતને જીસસના આદિ ધર્મદૂતોનો ને આદિ ખ્રિસ્તી ધર્મતંત્રનો ટેકો હતો: “ સીઝર પ્રત્યેનું ઋણ તેને અદા કરો. ” “ જે રાજસત્તા છે, તે ઈશ્વરની મરજીથી છે. ” રાજાઓ અને અન્ય સત્તા-ધીશો માટે પ્રાર્થના કરવી એ ખ્રિસ્તીઓની એક પ્રાથમિક ફરજ હતી. આમ, સરકાર સર્વોપરી છે એ માન્યતાને, ધર્મનો ટેકો મળ્યો.

રોમન લોકોના દિગ્વિજયથી યુરોપના મોટા ભાગમાં એકતા સ્થપાઈ, અને કાયદાઓ અને ભાષાઓની ખાસિયત-વાળી એક વિલક્ષણ સંસ્કૃતિ જન્મી. અનેક યુરોપીય દેશના કાયદા જુઓ તો, રોમન કાયદો આજે પણ એમના પાયારૂપ છે. પાંચમા સૈકાના અંત પહેલાં પશ્ચિમ યુરોપનું રોમન સામ્રાજ્ય* ઉત્તર યુરોપનાં વિજયી આક્રમણોથી ગબડી ગયું; અને પછી રોમની પ્રાચીન નામના અને સત્તાના લિસોટા કોન્સ્ટંટીનોપલમાં બાકી રહ્યા; તો પણ યુરોપની પહેલાંની

રાજદ્વારી એકતા તો તે વખતે નામશેષ જ થઈ ગઈ. છતાં સાંસ્કૃતિક એકતાનો ખ્યાલ કાંઈક અંશે "પવિત્ર રોમન સામ્રાજ્યે" સાચવી રાખ્યો. મધ્યયુગમાં માંહોમાંહે સારી પેઠે લડવેડ ચાલતી, અને સ્થાનિક કે ઠાકોર-ઠકરાતી અરાજક પણ હતું, તોપણ એના ઉત્તમોત્તમ પ્રતિનિધિરૂપ એવા શાર્લમેન* ને ઑટ્ટો,* બાર્બરોસા* અને હિલ્ડેબ્રાન્ડ*, એક્વિના અને ડૅન્ટે* એક ધર્મસંસ્થા અને એક સામ્રાજ્ય-સત્તામાં માનનારા હતા. ઈ. સ. ૧૪૫૩માં તુર્ક લોકે કૉન્સ્ટંટીનોપલ કબજે કર્યું તેની સાથે, પૂર્વમાં રહ્યાસહ્યા રોમન સામ્રાજ્યનો* પણ અંત આવ્યો, અને નવા યુગની નોબત* વાગવી શરૂ થઈ.

જમાબાજુ પર, ખ્રિસ્તી ધર્મે* યુરોપને સૂક્ષ્મ — અદૃશ્યની સત્યતા વિષે પાકી ખાતરી બક્ષી. આ ખાતરીમાં માનવસાફલ્યની ચાવી અને સદાચારની જડ રહેલી છે. એટલે એ વસ્તુએ બુદ્ધિ - અને કલા - પ્રધાન અખ્રિસ્તી લોકોને પણ તેમના ઇન્દ્રિયારામી, સ્વરત અને સ્વપર્યાપ્ત છીછરા જીવનમાંથી ઉગાર્યા. પણ ઉધાર પાસે ખ્રિસ્તી ધર્મે એ કર્યું કે, તેણે યુરોપને ધર્મઝનૂન ને મૂઢાગ્રહ વળગાડ્યાં, જેને લઈને સ્વતંત્ર બૌદ્ધિક સંશોધન-શક્તિ ઠિંગળાઈ ગઈ અને સંકુચિતતા તથા અપ્રગતિશીલતા જન્મ્યાં. પરંતુ, જે પ્રજાની શારીરિક ને માનસિક શક્તિ ખતમ થઈ નથી હોતી, તે આવી સ્થિતિમાં સંતુષ્ટ રહી શકતી નથી. એટલે, સ્વતંત્ર જીવનનાં તત્ત્વો પાછાં ધીમે ધીમે પોતાનું માથું ઊંચું કરવા લાગ્યાં. જો કે મધ્યયુગીન જીવન પુરાણા યુગના વણછામાં જ ઊછર્યું હતું અને તેના આત્મા કરતાં તેના બાહ્ય કલેવર સાથે તે વધારે પંચાતમાં પડ્યું હતું; છતાં ધીમે ધીમે

મનઃશક્તિ અંદરથી પાકતી ગઈ તેની સાથે, જૂના ગ્રીક લોકની સરળ ને સ્વાભાવિક વિચારણા, ખ્યાલની ચોકસાઈ અને પ્રયોગશીલતા—એ બધાંએ પાછું લોકનું ધ્યાન ખેંચ્યું. શુષ્ક પંડિતાઈના આવી ગયેલા યુગે જ પાછો બુદ્ધિયુગના પુનર્જીવનનો માર્ગ મોકળો કર્યો. પ્રખર બુદ્ધિશક્તિવાળા માણસોને ઊંડાણમાં પ્રતીતિ થઈ કે, દૈવી અને માનુષી ક્ષેત્રો પરસ્પર સંબંધ ધરાવનારાં છે. ડૅન્ટે આપણને જણાવે છે કે, ઇશ્વરે માણસ આગળ બે વાત મૂકી છેઃ પોતાની નૈસર્ગિક શક્તિઓ વાપરીને આ જીવનને ધન્ય કરવું; અને ઇશ્વરનાં દર્શન મેળવીને શાશ્વત જીવનસિદ્ધિની ધન્યતા મેળવવી. પારલૌકિક ધર્મ અને ઐહિક માનવધર્મ સામસામા વિરોધી નથી. બેઉને એકબીજાની ખાસિયતો અને ખૂબીઓની જરૂર છે. આ સમજણમાંથી એવી માન્યતા જન્મવાનો માર્ગ તૈયાર થયો કે, મનુષ્ય અને માનવસમાજને પૂર્ણત્વ તરફ લઈ જઈ શકાય. આ જ માન્યતાને આગળ ઉપર એક સિદ્ધાંત તરીકેનું ઉચ્ચ પદ અપાયું.

# પુનરુત્થાનનો પ્રવાહ

પુનરુત્થાનનો યુગ* એટલે જૂનાં રૂપોના વિલયનો અને નવાં રૂપોના ઉદયનો યુગ. મધ્યયુગમાં ધર્મદૃષ્ટિને મળેલા પ્રાધાન્યને પરિણામે નીપજેલી, ત્યારના આખા જીવનની જીવંત એકતા આ નવા યુગમાં સારાને સારુ કે ખોટાને સારુ નાશ પામી; અને તેને સ્થાને કોપર્નિકસ* અને કોલંબસ,* લ્યૂથર* અને કાલ્વિન*, ગૅલીલિયો* અને ડેકાર્ટ,* મેકિયાવેલી* ને આઠમો હેન્રી*—એ લોકની નવી દુનિયા* જન્મી. યુરોપનાં છેલ્લાં ૪ સૈકાનો ઇતિહાસ જુઓ, તો ત્યાં એકસાથે રાજકીય સ્વાતંત્ર્ય, આર્થિક આબાદી, બૌદ્ધિક પ્રગતિ, અને સમાજસુધારો થયાં છે. પરંતુ તેની જ સાથે, ત્યાંનાં પરંપરીણ ધર્મ, નીતિ અને સમાજની વ્યવસ્થામાં મંદ અને અચૂક સડો પણ પેઠો છે. એટલે, એક રીતે પ્રગતિ થઈ છે, તો બીજી રીતે પરાગતિ પેઠી છે; અને તેનું લક્ષણ એ કે, મૂલભૂત ગણાય એવા જીવન-સિદ્ધાંતો ફગાવી દેવાયા છે. ગ્રીસની સંસ્કૃતિના ત્રણ આદર્શો*—બુદ્ધિવાદી ફિલસૂફી, માનવધર્મી નીતિશાસ્ત્ર અને રાષ્ટ્રીય રાજકારણ;—એ ત્રણના પાયા પર આજે એક નવીન સંસ્કૃતિની ઇમારત રચાઈ રહી છે.

## ૧

પુનરુત્થાન-યુગે યુરોપને ગ્રીક લોકની સ્વતંત્ર જિજ્ઞાસાવૃત્તિ, કોઈ પણ શાસ્ત્રના મૂળ સિદ્ધાંતો શોધવાની

ઉત્સુકતા, તથા રોમન લોકની વિશાળ વ્યવહારદક્ષતા અને સમાજહિતની દૃષ્ટિએ જીવનવ્યવસ્થા કરવાની સમજ— આ વસ્તુઓ પુનઃ પાછી આપી. અને એની પાછળ યુરોપ ભારે લગની તથા આવેશ સાથે મંડ્યું; એવાં ભારે કે તેમને લગભગ ધર્મઝનૂન પણ કહી શકો. અને એ બાબતની તાલીમ તેને મધ્યયુગના લાંબા કાળ દરમ્યાન ધર્મતંત્રનાં શિસ્ત અને સંયમે બરોબર આપી જ હતી.

આ નવી હિલચાલનો ઉદ્દેશ માનવ સ્વત્વને પૂરેપૂરું તેને સ્વતંત્ર સ્થાને પાછું સ્થાપવાનો હતો. અને તેના આશરા નીચે વિજ્ઞાને પોતાની સ્વતંત્ર કામગીરી શરૂ કરી. કોપર્નિકસે નવું જ ખગોળ નિરચ્યું, અને જગત ખૂંદનારાઓએ નવી જ દુનિયા દેખાડી. વિજ્ઞાનની અને તેના વિનિયોગની શોધોથી જગત આખું સંકળાઈને એક ભોમ જેવું બની ગયું, અને ધીમે ધીમે અર્વાચીન ઇતિહાસ એટલે આખા જગતનો ઇતિહાસ, એવી કક્ષા એને મળી.

ફિલસૂફીના વિચારોનું સ્વરૂપ વિજ્ઞાનની ઢબે* અને વિજ્ઞાન તરીકે ઘડાતું થયું. ગ્રીસ અને રોમની વિચારપદ્ધતિની પુનઃસ્થાપના ડેકાર્ટથી શરૂ થઈ. બુદ્ધિમાં જે નહિ પેસે તે બધાને એ અમાન્ય કરે છે. મતમતાંતરોની ભરમાર અને સ્વચ્છંદિતાના અરાજકને મટાડવા તે શાસ્ત્રશુદ્ધ વિચારપદ્ધતિ અખત્યાર કરે છે. સત્ય એ જ હોઈ શકે કે જે સાફ અને સ્પષ્ટ રીતે સ્વીકારી શકાય એવું હોય: જે કાંઈ અસ્પષ્ટ અને ગૂઢ છે તે સત્ય નથી. બધા જ માણસના વિચારમાં જે સરખી રીતે બેસી શકે એવું હોય, તેમાં જ સત્યતા હોઈ શકે; એટલે કે, જે વસ્તુની સાર્વભૌમ પ્રતીતિ પડતી હોય તેમાં સત્ય છે એમ કહેવાય. આ પ્રકારના

સત્યનો આદર્શ જોવો હોય તો ગણિતશાસ્ત્ર એનો ઉત્તમ દૃષ્ટાંત છે.

કાન્ટની પેઠે, સ્પિનોઝાનો* ઉદ્દેશ બિલકુલ શાસ્ત્રશુદ્ધ તત્ત્વદર્શન રચવાનો હતો; એટલે એણે પોતાના વિચારોને ભૂમિતિના સિદ્ધાન્તોની શૈલીમાં મૂકયા છે. એને મન, તત્ત્વ-દર્શન એક ચોકસ શાસ્ત્ર હોવું જોઈએ, નહિ કે નિરંકુશ કે ગમે તેવું અધ્ધરિયું. એના 'નીતિશાસ્ત્ર'માં એક જગાએ સ્પિનોઝા કહે છે, "ગણિતશાસ્ત્ર એ કંઈ અંતિમ હેતુઓનું નિરૂપણ કરતી વિદ્યા નથી, પણ તે તો આકૃતિના ગુણધર્મો અને સ્વરૂપનું નિરૂપણ કરે છે. એટલે, એણે મનુષ્યને સત્યની પારખનું જુદું જ ધોરણ બતાવ્યું છે. એ જો તેણે ન બતાવ્યું હોત તો મનુષ્યજાત માટે સત્ય તો સદાકાળ સંતાયેલું જ રહેત." એટલે, ઈશ્વર, સમજશક્તિ અને માનવ વાસનાઓ જાણે ત્રિકોણો ને વર્તુલો હોય એમ ગણી એ ચાલે છે. એ રીતે કુદરત એક મહાન શાંત યંત્ર જેવું બની રહે છે, કે જેને માનવી મૂલ્યાંકનની કાંઈ પડી નથી. એવી કુદરતનું તમે ઈશ્વર નામ પાડો તોય તેને માનવપ્રાણી સાથે કશી સમાનતા જ નથી. "પ્રત્યક્ષ ભસતો કૂતરો ને નક્ષત્રમાંનો આકાશીય કૂતરો, એ બે વચ્ચે એક નામ સિવાય શું મળતાપણું છે? તેમ જ આપણું બુદ્ધિસત્ત્વ, અને ઈશ્વરનું ખાસ ઐશ્વર્ય જેમાં સમાયું છે એવી તેની જે સર્વજ્ઞ અને સર્વસમર્થ ચિત્‌શક્તિ, એ બે વચ્ચે આકાશ જેવો અફાટ ભેદ હોવાનો જ; અને એક નામ સિવાય તે બેમાં કશું બીજું મળતાપણું નહિ હોય."

સ્પિનોઝાની માન્યતાના એક વિશ્વને લાઇબનીઝ* અનંત ખંડો પાડીને જુએ છે; તે ખંડો પોતપોતાના

શાશ્વત કાયદાઓ પ્રમાણે તથા પોતાથી પર અને અતીત એવી વ્યવસ્થા પ્રમાણે ચાલે છે; તેમાં જરા વાળ જેટલું આઘું-પાછું કરવાની નથી તેમને શક્તિ કે નથી તેમને હક.

કાન્ટ* એવો પ્રશ્ન ઉઠાવે છે કે, ગણિતશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાન જેવી ચોકસ તર્કરચનાવાળું તત્ત્વશાસ્ત્ર રચી શકાય કે નહિ. પેલાં શાસ્ત્રો, સાર્વભૌમ નિયમોની વસ્તુને સ્વીકારી લઈ કામ કરે છે, તેથી તે વિજ્ઞાનશુદ્ધ ગણાય છે. પણ એ નિયમો અનુભવગમ્યતાની મર્યાદામાં જ લાગુ પડી શકે એવા હોવાથી, અનુભવથી પર બાબતો ચર્ચવા ઇચ્છતું તત્ત્વશાસ્ત્ર એ એક અશક્ય વસ્તુ છે. એકધારો કાયદો, એક નિયમસૂત્રતા એ કાન્ટની ફિલસૂફીનો પ્રધાન સૂર છે. નિયમસૂત્રતા સત્યનું લક્ષણ છે અને આચારનું પ્રમાણ છે. જે આચારનો સિદ્ધાંત બધા માટે સરખો લાગુ પાડી શકાય ને તેનો સાર્વત્રિક કાયદો બની શકે, તે જ સાચો હોઈ શકે.

તત્ત્વશાસ્ત્ર વિજ્ઞાન જેવું શાસ્ત્રીય હોવું જોઈએ કે કેમ, એ સવાલ હેગલ* ઉઠાવતો નથી; પરંતુ બુદ્ધિની સ્વતંત્રતા વિષેની માન્યતાને તે મજબૂત કરે છે. એને મન, ફિલસૂફી એટલે આત્માનો સ્વયંવિકાસ, એનું નૈસર્ગિક અને અનિવાર્ય આવિષ્કરણ.

ઇંગ્લૅન્ડની પ્રયોગવાદી ફિલસૂફી* (Empiricism) એમ માનનારી હતી કે, જે વિચારો પ્રત્યક્ષ હકીકતો જોડે બંધબેસે નહિ, કે જે વિધાનો અનુભવની કસોટીએ ઊણાં ઊતરે, તે બધાંને રદ ગણવાં. અજ્ઞેય કે અચિંત્ય વિષે વિચારવાનાં નકામાં ફાંફાં મારવામાંથી ફિલસૂફીને ઉગારી લેવાના મતનો લૉક* હતો. એના હાથમાં ભૌતિક વિજ્ઞાન

પણ અચોકસ જાતનું બની રહે છે. તે કહે છે, “ભૌતિક વસ્તુઓનું વિજ્ઞાનશુદ્ધ જ્ઞાન પણ આપણી મર્યાદા બહાર રહેશે.” જ્ઞાનપ્રાપ્તિનો એક જ રસ્તો ઇંદ્રિય છે, અને તે આપણને ચોકસતા નથી આપી શકતી.

લૉકના પ્રયોગવાદના વારસદાર બર્કલેએ* તે વાદને કાંઈક ધાર્મિકતાની દિશામાં ગતિ આપી. તે માનવી તથા દૈવી આત્માઓની સત્યતા સ્વીકારતો. પરંતુ, પછી હ્યૂમે* આવીને પ્રયોગવાદી દૃષ્ટિ અને તર્કની છેલ્લી હદ દેખાડી: તેણે કહ્યું કે, જગત એટલે ઇંદ્રિયો દ્વારા થતાં વેદનો અને તે ઉપરથી બંધાતા વિચારો; પણ એમનાં મૂળ તથા અર્થ આપણે નહિવત્ જ જાણીએ છીએ.

બુદ્ધિવાદ અને પ્રયોગવાદ એ બે ફિલસૂફીની શાખાના વર્તમાન વારસો પર વૈજ્ઞાનિક પદ્ધતિની ભારે શેહ પડેલી છે. પ્રત્યક્ષવાદીઓનાં* કેટલાંક લખાણો જોતાં હ્યૂમનું પૃથક્કરણ અને શંકાવાદ યાદ આવે છે. હુસેર્લ કરીને એક આધુનિક જર્મન વિચારક કહે છે કે, મારી ઇચ્છા “ફિલસૂફીનો એવો તો મૂલગત પાયો શોધવાની છે કે જેથી, કાન્ટ કહેતો હતો તેમ, ફિલસૂફી એક વિજ્ઞાનની ઢબે નિરૂપી શકાય: ફિલસૂફીને વિજ્ઞાનપૂત પાયા પર મૂકી દેવાય.” આમ, જે પ્રાચીન માન્યતા હતી કે ધર્મતંત્ર ભૂલથી પર છે, તે હવે વૈજ્ઞાનિક પદ્ધતિને લાગુ કરાઈ, કે વિજ્ઞાનપૂત બુદ્ધિ ભૂલ ન કરે. પણ ધર્મતંત્ર પછી હવે વિજ્ઞાનની ભૂલપાત્રતા જોવા વારો આવ્યો છે; એટલે જ આજ આપણે હવે એની વિરુદ્ધ ઊઠતા જુવાળમાં પડ્યા છીએ: માનવ વિકાસના પ્રધાનતઃ બુદ્ધિવાદી યુગમાંથી આજ આપણી વહન-દિશા બદલાઈ છે. એનાં સૂચક

ચિહ્નો જોવાં હોય તો, પુરુષાર્થવાદ,* માનવહિતવાદ,* અને ચેતનવાદ* જેવા ફિલસૂફીના ભિન્ન ભિન્ન ઉપક્રમો છે.

૨

માનવધર્મને પ્રાધાન્ય આપનારા, ૧૫મા – ૧૬મા સૈકાના ફિલસૂફોની મહાકાંક્ષા એ હતી કે, પ્રાચીન (ગ્રીસરોમના) જ્ઞાનભંડારોને જાળવી રાખવા અને તેમાં વિહિત સદાચારને જીવનમાં ઉતારવો. ધર્મતંત્રની પરંપરાની સક્કસ ચોકઠાબંધ જીવનરીતિમાંથી નીકળી જઈ, આનંદમય સ્વાતંત્ર્ય અને અનિયંત્રિત સહજસ્ફૂર્તિથી જીવન ઘડવું એ એમનો હેતુ હતો. પરિણામે, ઐહિક જીવનસિદ્ધિ પુરુષાર્થનું એકમાત્ર પ્રયોજન બને છે. બુદ્ધિથી બધું કસી જોવાની વૃત્તિ વડે આપણે એ જોઈ શકીએ છીએ કે, બધા નીતિનિયમો સાપેક્ષતાવાળા છે. આ ખરું ને આ ખોટું એવા પ્રકારનાં માત્ર વિધિનિષેધાત્મક આજ્ઞાવાક્યોથી સંતોષ માનવા આપણે તૈયાર નથી, પણ તેનાં કારણો પૂછીએ છીએ. રૂઢિનાં બંધનોમાંથી છૂટવાની આપણે ઇચ્છા રાખીએ છીએ અને એને જ સાચી સ્વતંત્રતા માની બેસવાની ભૂલ કરીએ છીએ. રૂઢિ એટલે ગમે તેમ કરી કરાતો નિગ્રહ, અને ટેવ એટલે જૂનવાણીપણું, એમ કહેવામાં આવે છે. જે ગહીર-ગંભીર વસ્તુઓ પર નિર્ભર રહી મનુષ્યો જિંદગી ગાળતા આવ્યા છે, તેમને બુદ્ધિની શુષ્ક નિષ્ઠુરતાથી છણવા જતાં પરિણામ એ આવે છે કે, નીતિને નામે સ્વૈરાચારી પ્રયોગો ચાલે છે. બૌદ્ધિક અને કલાકીય સાંસ્કારિતા પાશવી ભોગ-વાસનાઓ અને આવેગો પર કશી લગામ નથી મૂકતાં. બુદ્ધિવાદ વ્યાપક બનશે એટલે બધા બુદ્ધિહીન ઉછાળા ને આવેશો શમી જશે, એવી જે શ્રદ્ધા હતી તે ઊડી ગઈ છે; અને સ્થિતિ એ થઈ છે કે, હતાં તેના કરતાં વધારે હિંસા, જુલમ, અને

ફેરતા આવ્યાં છે. પોતાની આંતરિક શમશક્તિથી નહિ, પણ દમનનાં બાહ્ય સાધનો યોજીને માણસ પોતાના આચરણનું નિયમન કરવા તાકે છે. નીતિ–સદાચાર એટલે વ્યક્તિનો આંતરિક પુનર્જન્મ, તેનો હૃદયપલટો – એવો અર્થ સ્વીકારવામાં નથી આવતો.

સમાજના દરેક જણને પોતાની શકિત ને સ્વભાવ અનુસાર પૂર્ણ જીવન ખીલવવાનો હક છે, એવી પ્રજાશાસનવાદની કલ્પનાની અસર હેઠળ જમીનદારી વગેરેની ઠાકોર–ઠકરાતી આર્થિક પદ્ધતિ તૂટી ગઈ; અને તેને સ્થાને પૈસાના પાયા પરની નવી અર્થપદ્ધતિ આવી, ને તેની સાથે આર્થિક વ્યક્તિવાદ અને આજના યંત્રોદ્યોગવાદનાં બીજ નંખાયાં. ઠાકોર-ઠકરાત અને અમીરાતના ખાસ હકો નાબૂદ થતાં મધ્યમવર્ગ મુક્ત થયો; અને તેની પછી મજૂરવર્ગનો હક પણ જાગ્યો કે, ન્યાયસર અમને અમારો હકનો ઉત્પન્ન-ભાગ આપો. ઉદારમતવાદીઓએ મજૂરોનું અજ્ઞાન, સામાજિક અલગતા અને ગરીબાઈ ફેડવા સારુ ધીમે ધીમે દયાધર્મી કાયદાઓ કરવા માટે અને મૂડીદારો ઉપરના કર વધારવા માટે પ્રયત્ન કર્યો. પરંતુ તે પ્રક્રિયા બહુ ધીમી લાગતાં, અને તો વિચારપરિવર્તન અને રાજમાન્ય માર્ગો દ્વારા, નહિ તો જરૂર પડ્યે હિંસા અને ક્રાંતિને રસ્તે, મૂડીદારીનો જ નાશ કરવાનો નવો કાર્યક્રમ લોકને ગમવા લાગ્યો; કેમ કે, તે જ બધાં રાજકીય અને સામાજિક અનિષ્ટોનું મૂળ કારણ કહેવાયું. સર્વોપરી રાજસત્તા તરફનું વલણ બધે વધવા લાગ્યું છે. વ્યક્તિ ઉપર સમાજની જોહુકમી આજે છે તે, અસંસ્કૃત દશાના જમાના કરતાં ઓછી નથી. સામાજિક શિસ્ત અને નિયમનનો ઉદ્દેશ મનુષ્યહૃદયમાં સ્વભાવસિદ્ધ

ભલાઈ, — કે જેને, પશુવાસનાઓથી તપી જતાં છતાં, માણુસ જડમૂળ ફગાવી દેતો નથી, — તેના વિકાસને મદદ કરવાનો છે, એ દૃષ્ટિનો બહુ સ્વીકાર થતો નથી. રાજ્યમાં કે રાજ્ય બહાર બળાત્કારનીતિ પ્રમાણિત મનાય છે.

પોપશાહી તોડવામાં અને પ્રોટેસ્ટંટવાદ સ્થાપવામાં તથા બુદ્ધિ વડે સ્વતંત્ર ખોજ કરવાનો હક જમાવવામાં પુનરુત્થાન-કાળની અસરે મદદ કરી. ભૂલથી પર મનાતા ધર્મતંત્રને સ્થાને લ્યૂથરે બાઈબલ સ્થાપ્યું અને જીવાત્મા–પરમાત્માના સંબંધ વિષે અચૂક સત્ય-નિરૂપણ કરનાર એ ગ્રંથ છે એમ જાહેર કર્યું. યુરોપી ધર્મોદય-યુગ ભાર દઈને પ્રતિપાદન કરે છે કે, ઈશ્વરોક્ત શાસ્ત્રનો અર્થ પોતાની બુદ્ધિ અનુસાર કરવાનો દરેકને વૈયક્તિક હક છે. આમ, તત્ત્વતઃ બાઈબલનો અર્થ કરવાનું દરેકની બુદ્ધિ પર છોડાયું હતું, છતાં વ્યવહારમાં એમ બન્યું કે, ભિન્ન ભિન્ન પંથો બાઈબલના વસ્તુના જે નિરનિરાળા અર્થો કરતા તે જ તેમના અનુયાયીઓને માનવા પડતા, અને આ દરેક પંથ માનતો કે, ઈશ્વરની વાણીના સંપૂર્ણ ને એકમાત્ર અર્થનિરૂપણનો ખાસ ખાં કે માલિક પોતે જ છે.

ફિલસૂફીએ પરંપરીણ ધર્મ પર હુમલા કર્યા. આ વિશ્વ જો એક કાયદાનું બાહ્ય રૂપ હોય, જો તેનું સ્વરૂપ યાંત્રિક હોય, તો તેમાં ઈશ્વરની જરૂર કદાચ એટલા પૂરતી રહે કે, સ્વયં ચાલતા એ યંત્રને પહેલપ્રથમ ગોઠવી આપવું. એટલે બહુ બહુ તો, ઈશ્વર એક વિશ્વકર્મા માત્ર થયો. આમ, મધ્યયુગનો એકેશ્વરવાદ ડૂલી જઈને તેને સ્થાને આવો વાદ રહ્યો. અને, જો યંત્ર આપોઆપ ચાલી શકે તો આપોઆપ ગોઠવાઈ જઈ પણ શકે ને કામ પણ કરવા લાગી જઈ શકે.

જ્ઞાનપ્રકાશયુગ* (Enlightenment) ના અને જર્મનીના આદર્શવાદના ફિલસૂફોનો* પ્રયત્ન ખ્રિસ્તી ધર્મની વસ્તુને બુદ્ધિની સાથે મેળ ખવડાવવાનો હતો; ત્યારે શ્લીરમેકર (Schleiermacher) એવું સાબિત કરવા પ્રયત્ન કરે છે કે, તે ધાર્મિક મનોદશાને અનુકૂળ છે. રિશ્કલ (Ritchel) એ સ્થાપિત કરવા મથે છે કે, તે અર્વાચીન સંસ્કૃતિના આત્માની સાથે સંગત છે. આમ, એક વખત જે ખ્રિસ્તી ધર્મતત્ત્વ માનવશક્તિને સાવ અગોચર ને ઇંદ્રિયાતીત એવા ઈશ્વરની સર્વસમર્થ વાણી પર રચાયું હતું, તે ધીમે ધીમે બુદ્ધિપ્રમાણ પર આવતું ગયું, અને તેની સિફારસ એવી દલીલની સાથે કરાવા લાગી કે, તે વૈજ્ઞાનિક સત્ય અને નીતિશાસ્ત્ર સાથે સંગત છે. એટલે કે, વિજ્ઞાન અને નીતિશાસ્ત્ર ઈશ્વરી આદેશ કરતાંય વધારે મહત્ત્વ ભોગવતાં થયાં. પુનરુત્થાનનો જે નવો જુસ્સો ધર્મનાં પરંપરાગત રૂપો તથા ઈશ્વર અને મનુષ્ય વચ્ચેની પાદરીની મધ્યસ્થીને પડકારતો થયો હતો, તે, આગળ વધીને, ખુદ ધર્મશાસ્ત્રને જ અને પછી ઇંદ્રિયાતીત કોઈ પણ કલ્પનાને પણ પડકારવાનું કેમ ચૂકે?

માનવધર્મ એ આજના ભણેલ લોકોના ધર્મનું સ્વરૂપ છે. અમે ધાર્મિક છીએ એવો આપણામાંના ઘણાખરાનો દાવો, માત્ર ટેવ, લાગણીવશતા કે પૂર્વગતિને જોરે જ છે. બૅંક ઑફ ઇંગ્લંડ, કે ભ્રામક પ્રગતિવાદની કલ્પના આપણે જે રીતે સ્વીકારીએ છીએ, તે રીતે જ આપણે આપણો ધર્મ પણ સ્વીકારીએ છીએ. અમે ઈશ્વરમાં આસ્તિક્યવાળા છીએ એમ આપણે કહીએ છીએ, પણ તે અનુસાર વર્તવા તૈયાર નથી. વિચારનું બહિરંગ આપણે જાણીએ છીએ, પરંતુ તેના અંતરંગરૂપ ચેતનદાયી શ્રદ્ધા

આપણામાં નથી. જૂની ધર્મશ્રદ્ધા નાશ પામી છે, અને એને સ્થાને ગોઠવવા અન્ય સંગીન કશું હજી મળ્યું નથી; એટલે વહેમ ફાલે છે. આત્માની લાંબા કાળથી ભૂખી શક્તિઓ પોતાની માગણીઓ ફરીથી જોરપૂર્વક રજૂ કરીને આપણા માનસના પાયાઓને ફેરવી નાખે છે. નબળા મનના, ઘવાયેલા કે થાકેલા જીવો પછી સુપ્તમાનસશાસ્ત્ર ( 'સાઈકો-એનેલિસીસ' ) તરફ વળે છે. આ શાસ્ત્ર, વિજ્ઞાનની પ્રતિષ્ઠા ધારણ કરીને તથા બુદ્ધિપ્રામાણ્યના ઓઠા નીચે, આત્મા અંગેના પ્રશ્નો ચર્ચે છે. તે આપણને કહે છે કે, માણસ અમુક અંશમાં જ બુદ્ધિવિશેષ પ્રાણી છે. જેમને કેવળ બુદ્ધિપ્રામાણ્યનું જીવન સાવ મૂંઝવનારું લાગે છે, તેઓને પુનરુત્થાનકાળની પૂર્વનાં, શબ્દપ્રામાણ્યવાળાં શાસ્ત્રતત્ત્વો રુચતાં થાય છે. નવા નવા ધર્મના નુસખાઓ આપણી ઉપર ચડી આવે છે, અને 'નહિ મામા કરતાં કાણો મામો સારો' એ ન્યાયની શ્રદ્ધાએ આપણે તેમને વશ થઈએ છીએ. નવીન જ્ઞાન અને જૂની માન્યતા, બુદ્ધિવાદી ભણેલાઓનો નિરીશ્વરી સહેલો સસ્તો નિસર્ગવાદ અને પ્રાચીનને જાગ્રત કરવાના પ્રાચીનવાદીઓના કઢંગા પ્રયત્નો,— આ બે બળો વચ્ચે આજનો યુગ અસ્તવ્યસ્ત થાય છે. જેને ખરી ધર્મભાવના કહી શકાય તેને આજ લોકની મોટી સંખ્યામાંથી સફળતાપૂર્વક નાબૂદ કરવામાં આવી છે. એટલે, તેમની સામાજિક, ધાર્મિક અને નૈતિક શક્તિ તથા ઊર્મિના વેગોનો બધો ઉપયોગ દેશની રાજસત્તાને મળે છે.

૩

રાજસત્તા સૌથી જબરદસ્ત સંસ્થા થઈ પડી છે. અંદરનો વિવેક કે બહારનું નિયમન એને જરાય રોકી શકતાં નથી. આજ સમાજમાં રહેલો માણસ તો અર્ધોય સંસ્કૃત

થયો છે; પરંતુ સરકાર તો હજી પ્રાથમિક દશાની અસંસ્કૃત જ છે: એનો આત્મા મોટા શિકારી પશુને જ મળતો છે. હલ્લાખોર રાજસત્તાને રોકવા માટે, નથી આપણી પાસે પૂરતો મજબૂત લોકમત કે નથી અસરકારક આંતરરાષ્ટ્રીય કાયદો. પરાજયની બીક કે સાવ ભોંયભેગા થઈ જઈશું એ ધાસ્તી—આ જ એકમાત્ર વસ્તુથી ભડાકો થતો રોકાઈ રહે છે.

રાષ્ટ્રો એક એવાં અગમ્ય પ્રતીક થઈ પડયાં છે કે, જંગલીઓ જેમ તેમનાં દેવદેવીની મૂર્તિઓને વળગતા, તેમ આપણે તેમને વળગીએ છીએ. સ્વયંસંપૂર્ણ અને બીજા કશાને અધીન નહિ એવી ચિરંતન વસ્તુઓ હોવાનો તે દાવો કરે છે. એવું માનવાનું એમને શીખવવામાં આવ્યું છે કે, પોતે એકલું બાકી રહે ને બીજાં રાષ્ટ્રો પાયમાલ થાય તો તેથી જગતને ખોટ જવાની નથી. એથેન્સ વિષે કહેતાં પેરિકિલસ જણાવે છે, "આ જમાનાના આપણે લોકોએ આપણી નગરીને, યુદ્ધ હો કે શાંતિ હો, ગમે તે સ્થિતિમાં સર્વ વાતે સ્વાવલંબી બનાવી છે." આજનો ફ્રેન્ચ, જર્મન કે અમેરિકન પ્રામાણિકપણે, 'કાયદા વગરની હલકી ઓલાદો' કરતાં પોતાને ક્યાંય ચડિયાતો માને અને જાહેર કરે કે, હું જગતની સંસ્કૃતિનો આદિ ને અંત છું, તો તેમાં કાંઈ નવાઈ નથી; કેમ કે તેમાં તે ગ્રીક અને યહૂદી લોકોનો સીધો આધ્યાત્મિક વારસ હોવાપણું વ્યક્ત કરે છે. પ્લેટોને ખબર હતી કે, દેશાભિમાન એ પૂરતું માનવગુણ–ભાથું નથી, પવિત્રાઈનો ડોળ ઘાલતા છળ જેવું તે છે; છતાં સમાજની વ્યવહારુ જરૂરિયાત આગળ ધરીને એની વિહિતતા એ બતાવતો. જંગલી લોકો તેને સહજ–શત્રુ

લાગતા હતા;[1] અને એમને ગુલામ બનાવવાની કે નામશેષ કરી દેવાની હદ સુધી લડાઈ કરવામાં એને કશું અજુગતું નહિ લાગતું.[2] યહૂદી લોકો, કે જેમને એ વાતનું અતિ ભારે ઊંડું ભાન હતું કે, અમે બીજા માણસ જેવા સામાન્ય નથી, તેમની અસરે, આ પ્રકારની એક ધર્મભાવના જેવી થઈ પડેલી પ્રજાભિમાનવૃત્તિ પોષવામાં મદદ કરી. પૉલે* ધર્મના ખ્યાલથી બે વિભાગો પાડ્યા: એકમાં એણે 'યશ માટે પૂર્વથી નિર્માયેલાં કૃપાપાત્રો'ને મૂક્યાં, અને બીજામાં 'નાશ પામવા પાત્ર'ને. અને આમ એણે બે વિભાગો પર જે ફરીથી ભાર મૂક્યો, તેને દેશાભિમાને પોતાના કામમાં વાપરી ખાધો. ગ્રીક અને બર્બર, યહૂદી અ-યહૂદી, દેવના દીધેલા ને દેવના શાપેલા, નૉર્ડિક (ઉત્તર યુરોપની પ્રજાના લોહીનો) અને નહિ-નૉર્ડિક — આ બધા વિભાગો એક જ કુટુંબનો પરિવાર છે. પેલે દહાડે જ આપણે એક મહાન નેતાને કહેતો સાંભળ્યો કે, "જર્મન રાષ્ટ્ર એ અમારો ધર્મ છે"; "એ સનાતન જર્મન રાષ્ટ્ર" ની ભૂમિની અને તેનાં ફરજનોની કીર્તિ થાય એ જીવતરનો એકમાત્ર હેતુ છે; તેને ખાતર વૈયક્તિક વિચાર કે સ્વાતંત્ર્યનો ભોગ આપવો એ લેખે છે. અમારું રાષ્ટ્ર આગળ થાય, અમારી પ્રજા સર્વોપરી બને — આવા પ્રકારની ઘોષણાઓ અને પ્રેરણાઓ એક જ મૂળ અને એક જ ભાવ તથા ભારથી સ્ફુરે છે.

---

1. જુઓ એના 'રિપબ્લિકમાં' માં ૪૧૪.
2. જુઓ એનું 'રિપબ્લિક' ૪૭૦ – ૧.

## ૫

# યુગાત્માની શોધ

ત્યારે આજે શી સ્થિતિ છે? એ જ કે, આપણે ગોટાળામાં પડ્યા છીએ અને ઝપાટાબંધ કોઈ અજ્ઞાત દિશા તરફ દોડી રહ્યા છીએ — એ જાતની અચોકસતા, મૂલગત અજ્ઞેયતા, અને તેથી એક પ્રકારની અમૂંઝણ. મૅક્સ બિરબ્હોમે પેલું પ્રખ્યાત નર્મચિત્ર દોર્યું છે — 'વીસમી સદીની ભવિષ્ય-દૃષ્ટિ'; તેમાં એણે એક ઊંચો, સુસજ્જ ને કાંઈક ઝૂકતો માણસ ચીતર્યો છે, જે સામે પડેલા વિશાળ પ્રદેશ પર નજર કરે છે, ને દૂર ક્ષિતિજ પર એક અપશુકનિયાળ ગ્રહ જેવું ઝઝૂમતું મોટું પ્રશ્નચિહ્ન છે તે જુએ છે. ભવિષ્ય આજે એવું જ ન આંકાય – ન સમજાય એવું છે. આપણે શું ચાહીએ છીએ એની આપણને ખબર નથી. અગાઉના જમાનાના લોકોને એટલી વાતનું તો સ્પષ્ટ ભાન હતું કે, પોતાનું ધ્યેય શું છે. તે યા તો બુદ્ધિવાદી જીવન હોતું, કે ધર્મસંસ્થાપન હોતું, કે પ્રાચીન કલ્પનાના પૂર્ણત્વની સાધના હોતું. આજ આપણને આટલી ખબર પડે છે કે, આપણું જીવન લક્ષ્યહીન શૂન્યકાર જેવું થયું છે, અને અનુદાત્ત તથા ઐહિક ક્ષુદ્રતામાં પડી ગયું છે. પણ એમાંથી ઊગરવું કેમ કરીને એ આપણને માલૂમ નથી. કેટલાક એવી શિખામણ આપે છે કે, બુદ્ધિ માટે જે માનવૃત્તિ આજ આપણામાં છે તેને સંભાળી રાખી નસીબને આશરે રહેવું. બીજા કહે છે કે, કાંઈ કરવું એ માનવશક્તિના ગજા બહારનું કામ છે, એટલે આપણે તો માત્ર ઈશ્વરી અવતારની રાહ જોતા બેસવું: આજે આખી વસ્તુસ્થિતિના મૂળમાં જ જે ગરબડ પેઠેલી છે, તેને

તો તે જ આવીને કાઢી શકે. વળી કેટલાકના અંતરમાં ૧૯મા સૈકાની ઔદ્યોગિક આબાદી, સંસ્થાનોનો વિસ્તાર, અને ઉદારમતવાદી દયાધર્મનીતિ યાદ આવી ગદ્ગદિયાં થાય છે; તેઓને પ્રામાણિકપણે લાગતું હોય છે કે, કુલીન અને અભિજાત લોકોના નેતૃત્વ નીચે તે વખતે સૌ સારાં વાનાં હતાં; એટલે અમીરાઈ અને તેની સંસ્કૃતિના પુનઃસ્થાપન માટે છેવટનું જોર કરી લેવા તેઓ કમર કસે છે. કેટલીક વાર આપણી આગળ મધ્યયુગીન આદર્શનું ચિત્ર પણ મૂકવામાં આવે છે: તેનાં ધર્મવ્યવસ્થા અને ધર્મરાજ્યની કલ્પના, યુદ્ધવાદ, અને તેના સિદ્ધાંતો માટે કરાતો જોરજુલમ.

આ બધા પ્રયત્નો આપણા યુગને માટે કશા કામના નથી. દરદીને અફીણ આપી દુઃખ ભુલાવાય છે, પણ તેથી કાંઈ રોગ ટળતો નથી; ઊલટું તબિયતને કાયમી નુકસાન થાય છે. આ બધા ઉપાયો તેના જેવા છે. આપણે આજે આપણા યુગાત્માની શોધમાં પડચા છીએ — જગતમાં જે ચાલે છે તેનું રહસ્ય આપણે સમજવું છે. શાહમૃગ જેવા સંતોષનો નિયતિવાદ ગ્રહે કે અવતારપ્રતીક્ષામાં પડચે કે પ્રાચીન યુગને પાછો જીવતો કરવા મથ્યે તે વસ્તુ આપણે નથી લાભવાના. જૂની સંસ્કૃતિ ધીમે ધીમે અસ્ત પામતી જાય છે તેથી નિરાશ થવાનું કશું કારણ નથી; કેમ કે, કુદરતનો એ તો સર્વવ્યાપક કાયદો છે કે, ખાતર સડીને વિલીન થાય તેમાંથી જ જીવન પ્રગટે. દરેક સંસ્કૃતિ જીવનનો એક પ્રયોગ છે, નવસર્જનનો એક પ્રયત્ન છે. તે પૂરો થાય એટલે તેને પોતાને માર્ગે પડવા દેવો જોઈએ. કુદરતની વિજયયાત્રા એ જ પ્રકારે આગેકૂચ કરે છે: નિરવધિ કાલ

અને અમર્યાદ સાધનસામગ્રી જેની પાસે પડી છે એવો માણસ જેવી અપાર ધીરજથી વર્તે, તેમ કુદરત ધીમે ધીમે, ખમચાતી ખમચાતી, ને કોક વાર ઉડાઉપણે પણ, પોતાનો રસ્તો કાપે છે. એક વિચારનો બુટ્ટો તે હાથમાં લે છે; તે પ્રમાણે જીવન ઘડવા પાછળ તે લાગી જાય છે; એમ કરતાં કરતાં તે એટલી હદે જાય છે કે, જ્યારે બુટ્ટાનો સંપૂર્ણ અમલ થવા આવે છે તે જ ઘડીએ, તેમાંથી કશીક મૌલિક ક્ષતિ તરી આવે છે; એટલે પછી એને ફગાવી દઈ એ પાછું નવેસર મંડાણ કરે છે. છતાં, આમ ભૂતકાળમાં ફગાવી દેવાતા બધા પ્રયત્નોનું રહસ્ય અને સમજ તથા ડહાપણ, કોઈ ને કોઈ રીતે, તેમની પાછળ થતા નવા પ્રયત્નોમાં પ્રવેશે છે, અને ઇતિહાસના ઉદ્દેશના ક્રમિક વિકાસમાં પ્રેરક બને છે.

અત્યારનું બધે વ્યાપેલું દુઃખ, ખરું જોતાં, એક પ્રકારની પ્રસવવેદના જેવું છે. નવી જન્મનાર દુનિયા હજી ગર્ભાવસ્થામાં છે. તેનાં બધાં ઘટક તત્ત્વો મોજૂદ છે. ખૂટે છે માત્ર એ બધાંનું એકીકરણ: ભિન્ન પડેલાં એ બધાં તત્ત્વોને એકત્રિત કરી, એકશરીર બનાવી, તેમાં ચેતન ફૂંકવાનું ને નવે શરીરે જન્મવાનું. આપણે માત્ર સહજબુદ્ધિ, ટેવ, કે લાગણી પર ન નભી શકીએ. આપણને જોઈએ છે બુદ્ધિ સાથે સંવાદી એવી શ્રદ્ધા, કે જે નવી જીવનભૂમિકાને ધારણ કરી શકે, અને આપણી આત્મિક અમૂંઝણ તથા માનસિક તવામણમાંથી આપણને ઉગારી લે.

માનવઇતિહાસના મહાન યુગો જુઓ, તો તેમનું એક સમાન લક્ષણ એ દેખાશે કે, મૂળની રાષ્ટ્રીય સંસ્કૃતિમાં પરરાષ્ટ્રીય અસરો રેડાઈ ને તેમાંથી બનતા નવા રસાયનરૂપ

આત્મિક ચેતનબળનો બહોળો ફેલાવ થયો હોય છે. યહૂદી સંસ્કૃતિનો દાખલો લો: આપણે જોઈએ છીએ કે ઇબ્રાહિમ* મેસોપોટેમિયાથી અને જોસફ* તથા મૂસા* ઇજિપ્તથી આવ્યા હતા. અને પછીનું તેનું રૂપ ગ્રીક સંસ્કૃતિની અસરવાળું છે. એશિયામાઇનોર ને ઇજિપ્તે ગ્રીસના વિકાસ પર ઓછી અસર નથી પાડી. મધ્યયુગીન સંસારની સર્જક પ્રતિભા પેલેસ્ટાઇનની હતી. અને તેમાંથી અર્વાચીન દુનિયાનો ઉદય ગ્રીસરોમના પુરાતત્ત્વના પુનઃસંપાદનનું પરિણામ હતો. આમ, આપત્તિને સમયે ભારે મોટી અસરકારક પ્રેરણા આપણને બાહ્ય ઊગમસ્થાનોએથી — પુરાતત્ત્વની પુનઃપ્રાપ્તિમાંથી કે પર સંસ્કૃતિમાં ઊછરેલા પુરુષોનાં કાર્યોમાંથી — મળે છે. એટલે, કદાચ પૌર્વાત્ય સંસ્કૃતિઓ, તેમના ધર્મો ને તેમનું નીતિશાસ્ત્ર, આજ આપણી સામે જે મુશ્કેલીઓ ખડી છે તેમને ફેડવામાં કાંઇક મદદ કરે. મધ્યયુગમાંથી નીકળીને યુરોપીયો બહાર આવ્યા ત્યારે એમને એક જ ભૂતકાળ માલૂમ હતો: બાઇબલના જમાનાને તથા ગ્રીસરોમના જમાનાને લગતો. એટલે તે વખતે સ્થપાયેલી વિદ્યાપીઠોમાં એ ભૂતકાળનું શિષ્ટ સાહિત્ય ભણાતું. હવે આપણી સંસ્કૃતિનો પાયો આખા જગત જેટલો વ્યાપક બન્યો છે. એટલે, માત્ર ઇસાઈયા* ને પૉલ, સૉક્રેટીસ અને સીસરોના જ અધ્યયનથી આપણો શિષ્ટ સાહિત્યનો અભ્યાસ તથા પુનર્જીવનના ઘડતરની પ્રક્રિયા પૂરાં થવાં જોઈએ નહિ. એમ થાય તો તે અભ્યાસવિષયક ભૂલ કહેવાય, દૃષ્ટિ-મર્યાદાનો દોષ ગણાય. કેમ કે યુગોવ્યાપી જીવનસાહસમાં બીજા પણ હિસ્સેદારો છે: જેમ કે, સંસ્કૃતિમાર્ગના સીમાસ્તંભસમા ઇજિપ્તના પેગંબરો, ચીનના જ્ઞાનીઓ,

અને હિંદના ઋષિઓ. યુરોપ બહારની સંસ્કૃતિઓમાં આજે વિદ્યમાન એવી મુખ્ય આ છે — ઇસ્લામી, ચીની, અને ભારતી. ઇસ્લામી સંસ્કૃતિની ઐતિહાસિક પૂર્વપીઠકા યહૂદી અને ખ્રિસ્તી ધર્મો જેવી જ છે, જેનો પશ્ચિમને ઠીક પરિચય છે. ચીનની માનવધર્મદૃષ્ટિવાળી સંસ્કૃતિ પર હિંદની ભાવનાઓ — ખાસ કરીને બૌદ્ધ,— ની ભારે મોટી અસર હતી. પણ, ધર્મભાવના એ હિંદુ માનસની સર્વશ્રેષ્ઠ લગની છે; એના જીવનપથનો દીવો છે; એની સંસ્કૃતિની મૂળભાવના અને પાયો તથા પ્રેરક બળ છે. અનેક કરુણાભરી નિષ્ફળતાઓ, અસંગતતાઓ, પક્ષાપક્ષી, અને અધોગતિ આવી ગયા છતાં, એ તેની ઈશ્વરશ્રદ્ધાને વ્યક્ત કરે છે. હિંદુ વિચારો અને ભાવનાઓ માટે પશ્ચિમના લોકોમાં, તેમના વધારેમાં વધારે સમભાવી વર્ગોમાં પણ, સામાન્ય રીતે એક જાતનો જે આદરભાવ છે, તે દૂરથી દર્શન કરવા પૂરતો જ છે; નહિ કે જીવનસાથી જાણી તેમને અપનાવવા માટેનો. શ્રી૦ સ્પૉલ્ડિંગ-દંપતીની દૂરદર્શી ઉદારતાથી ઑક્સફર્ડ વિદ્યાપીઠમાં આ અધ્યાપક-પદ સ્થપાયું છે તે એક ભારે અર્થપૂર્ણ તેમજ નવા જમાનાની સૂચક ઘટના છે. અને એ પદ માટે ઑક્સફર્ડ વિદ્યાપીઠમાં અપૂર્વ એવી એક એશિયાવાસીની નિમણૂક થઈ છે, તે પરથી હું માનું છું કે, તેનો હેતુ પૌર્વાત્ય વિચાર અને ભાવનાઓને આજના તેમના પરના અલગતાના પડદા પાછળથી બહાર કાઢી, અર્વાચીન મનુષ્યના આત્માને ઘડવામાં, સંજીવન-શક્તિ તરીકેની તેમની જે કાયમી કિંમત છે, તે બતાવવાનો છે.

## ૬
# હિંદુ જીવનદૃષ્ટિ ને તત્ત્વસાક્ષાત્કાર
## ૧

ધર્મતત્ત્વવિચાર બાબતમાં હિંદુધર્મ બુદ્ધિપ્રધાન દૃષ્ટિ રાખે છે. વિજ્ઞાનશુદ્ધ દૃષ્ટિ રાખીને તે મનુષ્યજીવનની હકીકતોનો અભ્યાસ કરવા મથે છે, અને તે હકીકતો એટલે ચોડી પડેલી બાહ્ય હકીકતો જ માત્ર, કે આધ્યાત્મિક નિદ્રામાં પડેલા લોકોના જયાજયની જ વાતો માત્ર નહિ, પરંતુ જીવનના ઊંડાણની હકીકતો સુધ્ધાં. ધર્મ એ કંઈ શ્રદ્ધા રાખતાં રાખતાં પામી જવાનો અમુક સાક્ષાત્કાર નથી. પરંતુ, ધર્મ એ તો હૃદયગુફાના ઊંડામાં ઊંડા થરો ઉકેલી, તેમની સાથે સ્થાયી સંબંધ બાંધવાનો પ્રયત્ન છે.

જગતના ધર્મોના બે વર્ગ પાડી શકાય: એક એ વર્ગ કે જેમાં વસ્તુ પર વધારે જોર દેવાય છે; અને બીજો એ કે જેમાં અનુભવ પર ભાર દેવાય છે. પહેલા વર્ગને મતે ધર્મ એટલે કોઈ બાહ્ય શક્તિને શ્રદ્ધા અને આચરણ સમર્પવાં તે. બીજા વર્ગને મતે, ધર્મ એટલે વ્યક્તિ માટે પરમ મહત્ત્વનો એવો એક અનુભવ. હિંદુ અને બૌદ્ધ ધર્મ આ બીજા વર્ગના છે. તેમને મતે, ધર્મ એટલે મુક્તિ. અમુક પ્રકારની ઈશ્વરવિષયક માન્યતા એટલે ધર્મ, એમ નહિ; પણ ધર્મ એટલે એક જીવનપરિવર્તી અનુભવ. સાચો ધર્મ ઈશ્વરતત્ત્વ વિષે કોઈ ચોકસ મત વગર પણ હોઈ શકે છે; પરંતુ આત્મિક અને અનાત્મિક, પારમાર્થિક અને સાંસારિક, એના વિવેક વગરનો તે ન હોઈ શકે. જંતરમંતરના લક્ષણવાળા પ્રાથમિક દશાના

ધર્મમાં પણ, આ અર્થમાં, ધર્મતત્ત્વ રહેલું છે; જોકે ઈશ્વરતત્ત્વ વિષેની કશી માન્યતા તેમાં નથી. ઈશ્વરવાદી સંપ્રદાયોમાં પણ મુખ્ય વસ્તુ ઈશ્વરનું અસ્તિત્વ એ નથી, પરંતુ મનુષ્યને પલટાવવાની તેની શક્તિ એ છે. બુદ્ધે પ્રાપ્ત કરેલું ને બૌદ્ધોનું જે પ્રાપ્ય છે તે બોધિ એક અનુભવ—એક સાક્ષાત્કાર છે. બુદ્ધના અષ્ટાંગમાર્ગનો* હેતુ ને ધ્યેય સંપૂર્ણ સંબોધિ છે. હિંદુ પ્રજાની વિચાર-સૃષ્ટિમાં, સાંખ્ય ને જૈન જેવી શાખાઓ* પડેલી છે કે જે ઈશ્વરનું અસ્તિત્વ નથી માનતી, પણ આત્મદર્શનની સત્યતાનું સમર્થન કરે છે; અને રામાનુજ* જેવા ઈશ્વરવાદીઓ પડેલા છે કે જેમને મન આત્મદર્શન એ ઈશ્વર પોતે ન હોવા છતાં ઈશ્વરને જાણી શકવાનો એકમાત્ર માર્ગ છે. પરંતુ, મોક્ષ એટલે વ્યક્તિએ પોતાનું સાચું સ્વરૂપ પ્રાપ્ત કરવું,[1] એમ માનવામાં બધા એકમત છે. શ્રદ્ધા અને આચાર, અર્ચન-પૂજન અને વિધિ, શબ્દપ્રામાણ્ય અને સિદ્ધાંતો—આ બધાને આત્માની શોધની કે ઈશ્વર સાથેના યોગની કળાથી ઊતરતું સ્થાન અપાય છે. હિંદુધર્મની આ વિશેષતા યુરોપના પ્રાચીન લોકના ધ્યાનમાં પણ આવી હતી. ફિલોસ્ટ્રેટસે ટિયેનાના વતની ઍપોલોનિયસના મુખમાં નીચેના શબ્દો આરોપ્યા છે: "ઈશ્વરસાંનિધ્ય સેવવા તો સૌ ઇચ્છે છે; પણ માત્ર હિંદુઓ જ તે સાધે છે."[2]

---

૧. 'आत्मप्राप्तिलक्षणम् मोक्षम्'।

૨. આધ્યાત્મિક અનુભવ બાબત સર ચાર્લ્સ ઇલિયટ ('હિંદુધર્મ અને બૌદ્ધધર્મ' ગ્રંથ ૧, પા. ૬૨, ૧૯૨૧ની આવૃત્તિમાં) લખે છે કે, "જેમનાં લખાણો પરથી એમની બૌદ્ધિક શક્તિનું પ્રમાણ મળે છે અને જેઓ લોકોનાં આદરમાન પામ્યા છે, એવા લોકોના અનુભવ પરથી એ અનુભવનું સમર્થન મળે છે. આપણા સ્વભાવને એ ન રુચતો હોય

નિરપેક્ષ આત્યંતિક સત્ય માટે સંસ્કૃત શબ્દ બ્રહ્મ છે. તે સાધ્ય અને સાધના બેઉનો વાચક છે. પ્રેરક આદર્શ અને એની પ્રાપ્તિ બેઉને એ સૂચવે છે. આત્માનો પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રયત્ન તેય બ્રહ્મ કહેવાય છે. જે પ્રેરક ભાવના આપણને સત્ય વિષે, દેવ વિષે પ્રશ્ન કરવા ગોદાવે છે, તે પોતે જ દિવ્ય છે. વેદ, અર્થાત્ સાલોમનની 'બોધવાણી'ના શબ્દોમાં કહીએ તો, 'ઇશ્વરશક્તિનું નિઃશ્વસિત' એવો પણ બ્રહ્મનો અર્થ થાય છે.' માણસમાં રહેલી દિવ્યતાની ભાવના અને દિવ્યતા બેઉ એ છે; અને એ બેઉ અર્થો એકમેકમાં મળી જાય છે; માનો કે, પરમાત્મા નીચો વળીને, સૃષ્ટિની માયાથી મુગ્ધ થયેલા જીવાત્માના ચર્મચક્ષુને ચૂમે છે. જ્યારે માણસ પ્રત્યાહારપૂર્વક ધારણા સાધીને અંતર્મુખ થઈ ધ્યાનસ્થ થવા પ્રયત્ન કરે છે, ત્યારે એક વિચિત્ર, અદ્ભુત અને ગૂઢ અનુભવ એનામાં પ્રગટે છે; તેનાથી એનામાં નવચેતન પ્રગટ થાય છે, જે એને જ આખો ને આખો આવરી લે છે, અને એ જ એનું સ્વત્વ બની જાય છે. એમ જો માનો કે, ઇશ્વર એક કલ્પિત ભાવ છે, આપણી ભાવનાથી ભિન્ન સત્યતા એમાં નથી, તોપણ ઇશ્વરનો એ ભાવ કલ્પનાર અને એનો સાક્ષાત્કાર કરવા મથનાર તત્ત્વ પોતે જ ઇશ્વરી છે[1].

---

તોપણ, એ અનુભવ આપણે માટે પણ આદરણીય હોવો જોઈએ; કેમ કે, એક મહાન પ્રજાએ જેનું સતત અનુશીલન કરેલું છે એવું એ ધ્યેય છે; તેને એક દૃષ્ટિભ્રમ, વહેમ કે ધતિંગ કહી ઉતારી પાડી નહિ શકાય."

૧. આ વિરોધાભાસનું ઉત્તમ નિરૂપણ પોલે આ પ્રમાણે કરેલું છે: "પાપભીરુ ને નમ્ર બની તમે તમારી મુક્તિ સાધો; કેમ કે, મુક્તિની ઇચ્છા તેમ જ તેની સાધના એ બેઉ તમારામાં નિપજાવનાર પણ એ જ ઇશ્વરની કૃપા છે." ( Phil. ii. ૧૨–૧૩ )

પૂર્ણત્વની આપણી ભૂખ, ઊણપનું આપણું ભાન, અનંતને ઓળખવાની આપણી મથામણ, આદર્શની સિદ્ધિ માટેનો આપણો સહજ ઉમળકો — આ બધાં બ્રહ્મદર્શનનાં ઉગમસ્થાનો છે; અને ઓછેવત્તે અંશે પ્રાણીમાત્રમાં એ હોય છે. આપણે ઈશ્વરને ખોળીએ છીએ એ હકીકત જ સ્પષ્ટ સિદ્ધ કરે છે કે, એના વિના જીવન શકય નથી. ઈશ્વર જીવનશક્તિ છે. આ સત્યની સમજ અને સ્વીકાર એ જ આધ્યાત્મિકતામાં પ્રયાણ છે.

'ઈશ્વર છે' એમ કહેવાનો અર્થ જ એ છે કે, આધ્યાત્મિક અનુભવ એ મેળવી શકાય એવી વસ્તુ છે. એ અનુભવની શકયતા એ જ ઈશ્વરના અસ્તિત્વની ભારેમાં ભારે આખરી સાબિતી છે. આધ્યાત્મિક અનુભવમાં ઈશ્વર 'અર્પિત' અર્થાત્ હકીકતરૂપે રહેલી ઘટક વસ્તુ છે. આ સિવાયની બીજી બધી સાબિતીઓ ઈશ્વરનાં વર્ણનમાત્ર છે, શાબ્દિક વ્યાખ્યાઓ કે ભાષાપ્રયોગો જ છે. ઈશ્વર સત્ય છે એ વસ્તુ માત્ર કોઈ માનવી પુરાવા પર કે ચમત્કારી કહેવાતા બનાવોના આધાર પર નિર્ભર નથી. શાસ્ત્રપ્રમાણ, ધર્મસંપ્રદાયની પરંપરીણ માન્યતાઓ, કે જોરથી ઈશ્વર-વસ્તુ પોકારતા છતાં તે પુરવાર નહિ કરતા પંડિતોનો તાર્કિક વાગ્વિલાસ — આ બધાથી બુદ્ધિ અને વિજ્ઞાનના જમાનામાં આપણામાંનાં ઘણાંને કદાચ શ્રદ્ધા નહિ બેસે; પરંતુ મૌલિક અને નક્કર હકીકતરૂપે જે આધ્યાત્મિક અનુભવરૂપી સત્ય છે તે તો આપણે કબૂલ કર્યે જ છૂટકો. ધર્મના વાદો વિષે આપણે વાદવિવાદ કરીએ, પણ પ્રત્યક્ષ હકીકતોને ઇન્કારી ન શકીએ. પ્રત્યક્ષ જ્વલંત જીવનજ્યોત

તો પ્રતીતિ કરાવે જ; તેની આસપાસ ગોટાયા કરતા તર્કના ધુમાડા ભલે ન કરાવી શકે.

આત્મસાક્ષાત્કાર એ તો સત્ય હકીકત છે, ત્યારે સત્ય વિષેનો સિદ્ધાંત એ તો એક બુદ્ધિવાદ છે. સત્ય સાથેનો સંબંધ અને તે વિષેનો મત, એ બેમાં ભેદ છે. ઈશ્વરમાં માન્યતા અને ઈશ્વરમયતાની ગૂઢ અનુભૂતિ એ બે એક નથી. ધર્મ-શાસ્ત્રો વિષે માણસ ઘણુંય જાણતો છતો ધર્મનો આત્મા પામ્યા વગર રહેલો હોઈ શકે. એટલે, હિંદુ વિચારકો આપણને આવા પ્રકારના બૌદ્ધિક આત્મસંતોષના ખાડા વિષે ચેતવે છે: અજ્ઞાનઅંધકાર ઉલેચવામાં પ્રાકૃતજન કરતાં પંડિતો વધારે લબદાઈ પડવાની ધાસ્તીમાં છે.[1] આત્મવંચનામાં બે રસ્તે પડાય છે: એક તો પ્રાકૃતજનનો માર્ગ, એટલે કે દૃશ્ય જે જગત એમાં જ બધું સત્ય આવી ગયું એમ માનવું; અને બીજો પંડિતોનો દ્રાવિડી માર્ગ, એટલે કે પ્રકૃતિવાદને સત્ય સ્થાપિત કરવો અને પછી એ નિશ્ચિત નક્કરતામાં જ ફસાઈ પડવું. આ બેઉ માર્ગો આપણને આપણા આધ્યાત્મિક સત્યથી દૂર રાખવામાં આબાદ ફાવે છે.

આત્મસંશોધન એ કોઈ બૌદ્ધિક પૃથક્કરણનું પરિણામ નથી. એ તો, આપણા સ્વભાવ પર સંપૂર્ણ સંયમ મેળવવા દ્વારા સધાતી સંપૂર્ણ માનવતાનું ફળ છે. જો આપણા

---

૧. अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायाँ रताः ॥

'અવિદ્યાની ઉપાસના કરનાર દર્શનરહિત અંધકારમાં પ્રવેશ કરે છે; પરંતુ જેઓ વિદ્યામાં રત રહે છે, તેઓ તેનાથી પણ વધારે અંધકારમાં પ્રવેશે છે.' (બૃહદારણ્યક ઉપનિષદ, ૪-૪-૧૦; તથા ઈશાવાસ્ય૦ ૯.)

વિચાર સાચા હોય, તો આપણો આચાર યોગ્ય થાય,— એવી માત્ર બુદ્ધિમાં જે જૂની શ્રદ્ધા હતી, તે સાચી નથી. એકલું કોરું જ્ઞાન એ તો એક આભરણ જેવું, દેખવામાત્ર છે. એનાથી ચિત્તને મુક્તિ નથી મળતી. છાંદોગ્યોપનિષદમાં નારદ એકરાર કરે છે કે, શાસ્ત્રોના મારા મોટા જ્ઞાનભાર છતાં મને આત્માનું સત્ય સ્વરૂપ ન સમજાયું. વળી એ જ ઉપનિષદમાં કહ્યું છે કે, શ્વેતકેતુ પોતાના વિદ્યાભ્યાસની અવધિ પૂરી કરવા છતાં માત્ર ગર્વિષ્ઠ બન્યો છે અને સાચું જ્ઞાન પામ્યો નથી.[1] અધ્યાત્મપ્રાપ્તિ એ કાંઈ માણસની બુદ્ધિના પરિપાકનું ફળ નથી; પરંતુ એ તો એથી પર એવા ચેતનનો સંચાર છે, કે જેને લઈને બુદ્ધિ પણ પ્રકાશ પામે છે. કઠોપનિષદમાં કહ્યું છે કે,[2] "સ્વયંભૂએ ઇંદ્રિયોના છેદ બહિર્મુખ કર્યાં છે, તેથી પુરુષ બહાર જ જુએ છે; પોતાની અંદર નહીં. પરંતુ અમૃતત્વને ઇચ્છતો કોઈ ધીર પુરુષ આંખને અંદર વાળીને અંતરાત્માને જુએ છે." જેમણે પોતાનું ચિત્ત શુદ્ધ કર્યું છે, એટલે કે, લોભ અને ઈર્ષ્યા, વેર અને વિકલ્પબુદ્ધિ જીત્યાં છે, એવો માણસ પ્રજ્ઞા-ચક્ષુથી અંતરમાં જોઈ શકે, તે વસ્તુ ઉપર અહીં ભાર મૂકવામાં આવ્યો છે. આમાં મનુષ્યજીવનની

---

૧. "તેને પિતાએ કહ્યું, હે શ્વેતકેતુ! તું પોતાને મોટો અને ભણેલો માનતો અક્કડ થઈને ફરે છે; પણ તું એ ભણતર ભણ્યો છે કે જેનાથી ન ભણેલું ભણાઈ જાય છે, ન વિચારેલું વિચારાઈ જાય છે, અને ન જાણેલું જણાઈ જાય છે?"

શ્વેત૦—"ભગવન્! એ ભણતર વળી કેવું!" [છાંદોગ્ય૦ ૬-૧-૩]

૨. पराञ्चि खानि व्यतृणत् स्वयंभूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्। [કઠોપ૦ ૫-૧]

પરિપૂર્ણતા છે: તે દ્વારા મનુષ્ય પોતાના પ્રત્યેક અંતરંગને પૂર્ણપણે ખીલવે છે; ત્યાં તેની બધી ઇંદ્રિયો એકત્ર થાય છે, અને સમગ્ર ચિત્ત સમાહિત બની, એક કૂદકાની સાથે ને એક ક્ષણમાં, એવી વસ્તુઓનો સાક્ષાત્કાર કરે છે કે જેમને શબ્દમાં વર્ણવવી સહેલી નથી. આમ જોકે આ અનુભવ અનિર્વચનીય અને ચિત્તવ્યાપારથી પર છે, છતાં આટલું કહી શકાય કે, તે દશામાં જઈને જીવાત્માની ઝંખના, એની અનંત ખોજ, એની તૃષ્ણા અને અજંપો, એનો તલસાટ ને વિચારભાર—એ બધું પરમાત્મમય થઈ જાય છે. આવું જ્ઞાન કે આવો આત્માનુભવ મનુષ્ય મેળવી શકે છે અને એમાં એના જીવનનો અર્થ રહેલો છે. એ ધર્મ છે; એને વિષે વાદવિવાદ કરવો એ નહિ. એમાં, જીવન- કે ઈશ્વર- વિષયક વિચારોની આખરી સાબિતી ને સમર્થન રહેલાં છે. ઈશ્વર એ કોઈ બૌદ્ધિક વિચાર કે નૈતિક સિદ્ધાંત નથી; ઈશ્વર એટલે તો, જ્યાંથી વિચારો અને નીતિનિયમોના સિદ્ધાંતો પોતે જ જન્મે છે, તે ઊંડામાં ઊંડી અનુભૂતિ છે. એ તર્કથી રચેલી કલ્પના નથી; એ તો સાક્ષાત્ જોયેલું સત્ય છે, કે જે આપણુ દરેકમાં આપણા જીવન-આધાર તરીકે રહેલું છે. તેથી, આપણો ઉદ્ધાર ધર્મના વાદોથી નથી, પણ આવા જ્ઞાનથી છે; અને એ જ્ઞાન મનુષ્યને આખો ને આખો નવો બનાવ્યાથી—દ્વિજત્વથી નીપજે છે. કોઈને કશી વસ્તુ બતાવવા આંગળી કરો ને પેલો તે જુએ એટલે આંગળી દેખાતી બંધ થાય છે. તર્કજ્ઞાન એના જેવું છે. ત્યારે, સત્ય જ્ઞાન તો એક અનુભવ છે; આત્મા પરમાત્માના ઐક્યનું દર્શન છે; શુદ્ધ—ઋતંભરા પ્રજ્ઞા છે; તર્ક જેને અનુમાને છે ને શાસ્ત્ર જેનું પ્રતિપાદન કરે છે, તેના દર્શનની

એ ઝાંખી છે. સંયમી જીવન તર્કનું પ્રજ્ઞામાં અને પંડિતનું પેગંબરમાં પરિવર્તન કરે છે.[1]

પણ તેથી હું એમ નથી કહેતો કે, લાગણીમાંથી શક્તિ સાંપડે છે કે અંધારામાંથી અજવાળું નીપજે છે. આત્માનુભવની જે સત્યતા છે, તે તેના ઊગમની ગૂઢતા કે તેનાથી આપણને થતા આનંદમાંથી નથી નીપજતી. તે નીપજે છે એ સંગીન હકીકતમાંથી કે, તે અનુભવ આપણી ઝંખનાઓ અને વાસનાઓને—આપણી તૃષ્ણાને શમાવે છે, અને તેમાં આપણી બૌદ્ધિક અશાંતિ પણ આવી જાય છે; અને આમ કરીને તે આત્માનુભવ વ્યક્તિને ચિત્તપ્રસાદ અર્પે છે, તથા સમાજનાં સુલેહશાંતિ અને સુમેળમાં ઉમેરો કરે છે. જેને સત્યની પ્રતીતિ થવા લાગે છે, તે પૂર્ણાત્મા બને છે; એટલે કે, તેનું ચિત્ત પ્રશાંત થાય છે, અને તે આત્મસંતુષ્ટ બને છે. વિરોધાભાસ જેવી ગૂંચ નજરે પડતાં તેને સત્યની નવીન શોધ માની બેસવું, કે રૂપકને સાબિતીરૂપ માની લેવું, કે માત્ર શબ્દોને તત્ત્વરૂપ ગણી લેવા;—સત્યદર્શનના માર્ગમાં આવી જાતનાં ભયસ્થાનો

---

૧. तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः । नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तदिति । [બૃહદા૦ ૪-૪-૨૧]

"તે આત્માને જ (શાસ્ત્રાદિથી) જાણીને બુદ્ધિશાળી બ્રાહ્મણ પ્રજ્ઞા (સાક્ષાત્ અનુભવ) પ્રાપ્ત કરે; બહુ શબ્દોનું અનુચિંતન ન કરે; કારણ કે તેનાથી માત્ર વાગિંદ્રિયને શ્રમ જ પ્રાપ્ત થાય છે."

રાૅઝબ્રૂક કહે છે, "જો આપણે ઈશ્વરનો રસ આપણામાં સાક્ષાત્ ચાખવો હોય તો આપણે બુદ્ધિ પર જવું જોઈએ. . . . બધી કલ્પના-વિકલ્પનાઓથી છૂટા થઈ-રહેવું જોઈએ. . . . ઈશ્વરનું રૂપ નિહાળવા, અક્ષર-બ્રહ્મનું ઉચ્ચ જ્ઞાન મેળવવા આપણે અજ્ઞાન અને અંધકારની દશામાં (જાણે કે) પહોંચીએ છીએ." (The Ring પૃ. ૯)

આપણે, ખરેખર, ગંભીરતાથી વિચારવા જેવાં છે. એટલે, આપણને પડતી પ્રતીતિને ખૂબ છણીને તથા ચાળી ચાળીને લેવી એ આપણે માટે બહુ મહત્ત્વનું છે. બુદ્ધિશક્તિ વિષે જો સાશંક થઈશું, તો આપણે સ્વસંતોષના અંધારકૂપમાં જ ભરાઈ રહેવાના. સિદ્ધ જ્ઞાન સાથે બંધ ન બેસે એવા કોઈ પણ અનુભવને, નજરબંધીની પ્રતીતિ જેવો ગણી, ફેંકી દેવો જોઈએ. આધ્યાત્મિક થવામાં બુદ્ધિને ફેંકી દેવાની નથી, પણ તેનેય વટાવીને પાર જવાનું છે. તેમાં વિચારની માત્રા એટલી બધી વધારી મૂકવાની હોય છે કે, જેથી વિચાર જ જ્ઞાન કે દર્શનરૂપ બની જાય; અર્થાત્, તેને આપણે સર્જનાત્મક વિચાર કહી શકીએ. આધ્યાત્મિક થવું એટલે, કહો કે, સર્જક વિચારશક્તિ ખીલવવી એ છે. એ રીતે જોતાં, તત્ત્વજ્ઞાન અને ધર્મ એ બે એક જ જીવનસાધનાનાં બે પાસાં જેવાં છે.

૨

ધર્મની આવી વ્યાખ્યા એક અતિ સૂક્ષ્મ અર્થમાં માનવતાવાદી (humanistic) છે. તે અનુસાર, ધર્મ એટલે માનવી જીવનનો ખરેખરો નૈસર્ગિક વિકાસ. અલબત્ત, તેમાં બધી વસ્તુનું મૂલ્ય માનવ પોતાની દૃષ્ટિએ આંકે છે ખરો; પણ તેમાં સ્વાર્થી એકાંગીપણું નથી. કેમ કે, એના સ્વભાવમાં જડથી માંડીને ઈશ્વર સુધીના બધા સત્યાંશોનો સમાવેશ થાય છે, અથવા તેમાં તેઓ પ્રતિબિંબિત થાય છે. માણસ અનેકઅંશધારી પ્રાણી છે. તે પશુવત્ પાર્થિવ અને શારીરિક જ અંશ સાથે એક થઈ શકે, કે ચેતન એવી સ્વભાનવાળી બુદ્ધિ સાથે પણ એક થઈ શકે. પણ, ગમે તેમ તોયે, આખરે માણસ માત્ર પશુ જ નથી, કે ન તેવો તે થઈ પણ શકે. એટલે બુદ્ધિતત્ત્વથી નીચેના જીવનના અંશો

પોતપોતાના સ્થાનમાં ગમે તેટલા કીમતી કે અનિવાર્ય હોય, છતાં, તે માનવપ્રાણીનો આખો કબજો જો લે, તો તેથી ધબડકો વળ્યા વગર તો ન જ રહે. અર્વાચીન મનુષ્યનાં જીવન અને વિચારસૃષ્ટિમાં સ્વભાનવાળી બુદ્ધિએ સર્વોત્તમ સ્થાન પચાવ્યું છે. તે અમુક મર્યાદિત લક્ષ્ય બાંધી તેમાં સ્પષ્ટતાથી પૃથક્કરણ કરે છે. ઇંદ્રિયગમ્ય અનુભવો અને તર્કસિદ્ધ કે અનુમાનસિદ્ધ જ્ઞાન તે સ્વીકારે છે; પણ સૂક્ષ્મ અંતઃપ્રેરણાઓને તે આત્મલક્ષી ને જૂઠી ગણી રદ કરે છે; ત્યારે હોવું તો એમ જોઈએ કે, સત્યશોધક બુદ્ધિએ તેમને પણ ગૃહીત લેવી જોઈએ. પરિણામે આત્મઘાતક શંકાશીલતા જન્મી છે. વિતર્કપ્રધાન બુદ્ધિને પ્રમાણવી એ સ્વપર્યાપ્ત અહંકારને આત્માનો કટ્ટરમાં કટ્ટર દુશ્મન બનાવનાર અહંભાવનાનું જ બીજું પાસું છે. સાચો માનવતાવાદ આપણને એમ શીખવે કે, સામાન્યતઃ પ્રતીત થાય છે એના કરતાં માણસમાં વધુ કાંઈક છે, કે જે તેના વિચારો અને આદર્શો ઘડે છે; તેનામાં એક પ્રકારનું એવું સૂક્ષ્મ અધ્યાત્મ તત્ત્વ રહેલું છે, જેથી કરીને માત્ર ભૌતિક પુરુષાર્થથી તેને સંતોષ મળતો નથી. મનુષ્યની સામાન્ય સ્થિતિ એ તેનું અંતિમ સ્વરૂપ નથી; તેનામાં એક સૂક્ષ્મ સત્ત્વ પણ રહેલું છે, જેને તમારે પ્રાણ, દિવ્યાંશ, આત્મા કે જે કહેવું હોય તે કહો. પણ મનુષ્યની બુદ્ધિમાં ઊતરેલી જૂનામાં જૂની માન્યતા હોય તો તે એક છે. દરેકમાં એક એવી જ્યોતિ રહેલી છે કે, જેને કોઈ પણ શક્તિ નાબૂદ કરી શકે એમ નથી. તે અમર આત્મા છે, જે કૂટસ્થરૂપે દરેકના હૃદયમાં શાંત બિરાજેલો છે. અને દુનિયાના મોટામાં મોટા વિચારકો, 'એને ઓળખો,'

એમ એકમતે આપણને કહે છે. મેન્સિયસ* કહે છે, "જેણે સ્વાત્માને ઓળખ્યો છે, તે ઈશ્વરને પામ્યો છે." સંત ઑગસ્ટાઈન કહે છે, "હે પ્રભુ, ટોળામાંથી વિખૂટા પડેલા ઘેટાની પેઠે, હું તને ખોળતો બહાર ભટકતો હતો; પણ તું તો મારી અંદર જ બિરાજેલો હતો . . . તને ખોળતો હું જગતના રસ્તા અને ચકલાં ખૂંદી વળ્યો. પણ, તું ત્યાં હોય ત્યારે મને મળે ને! તું તો મારી અંદર રહેલો છે." સ્વાત્માને જ પહોંચવા જાણે આપણે આખું જગત ખૂંદી વળીએ છીએ! જગતનું જૂનામાં જૂનું જ્ઞાન આપણને શીખવે છે કે, આ શરીરે આપણે ઈશ્વર સાથે ઐક્ય સાધી શકીએ છીએ; એ સાધવા માટે તો માણસનો જન્મ છે. આ એનું નિયત કાર્ય એ વીસરી જાય, તો તેની કુદરતને કાંઈ ઉતાવળ નથી; આગળ ઉપર કોક દહાડો તે એને પાછો પકડશે અને આ જે એનું ગૂઢ સાર્થક્ય છે, તે ફરજિયાત તેની દ્વારા સધાવશે. સત્ય, સૌંદર્ય, શાંતિ, શક્તિ અને જ્ઞાન એ બધાં આપણી શોધના વિષયરૂપ જે દિવ્યાત્મા, તેનાં જ લક્ષણો છે.

આપણું સત્ય સ્વરૂપ તે કયું? આપણું સ્થૂળ શરીર પરિવર્તી છે; અપણા વિચારો આકાશનાં વાદળની જેમ ઘેરાઈ પાછા તેમની જ પેઠે વેરાઈ જાય છે; પરંતુ આત્માનો કદી નાશ નથી થતો. બધામાં તે છે, છતાં બધાથી તે ભિન્ન છે. બનાવોની ઘટમાળથી એનું સત્ત્વ બદલાતું નથી. અનેક પરિવર્તનોમાં જે એકરૂપતા લાગે છે, તે એને આભારી છે. વસ્તુમાત્રનો દ્રષ્ટા છતાં, તે એક રૂપે સ્થિર રહે છે. વિશ્વમાં સતત અને અપાર ક્રિયા ચાલે છે; જીવોનાં શરીરોમાં ધીરે ધીરે ફેરફાર થાય છે; વૃત્તિઓનો

પ્રવાહ વહ્યા કરે છે; વિચારો આવીને વિલીન થાય છે; અને સ્મૃતિઓ સરી જાય છે. આમ સંસારવ્યાપી અસ્થિરતામાં આત્મા જ એક એવો છે કે જે સ્થિર એકરૂપ રહે છે. આપણા વ્યક્તિત્વને સામાન્યતઃ આપણે આપણું સત્ત્વ—આત્મા માનીએ છીએ; પરંતુ આપણું તે વ્યક્તિત્વ તૂટકપણે જ સચેત કે સ-ભાન હોય છે; એમાં વચ્ચે મોટાં ગાબડાં હોય છે, કે જે સચેત કે સ-ભાન નથી હોતાં. પરંતુ દ્રષ્ટા હમેશ મોજૂદ હોય છે. મૃત્યુ આવે તોય તે દ્રષ્ટા મરી શકતો નથી. "આદિત્ય અસ્ત પામી જાય, ચંદ્રમા અસ્ત પામી જાય, અગ્નિ શાંત થઈ જાય, વાણી શાંત થઈ જાય, ત્યારે હે યાજ્ઞવલ્કય! માણસ કયા જ્યોતિ વડે પોતાનો વ્યવહાર કરે છે?" "આત્મારૂપી જ્યોતિની સહાયથી. આત્માના પ્રકાશથી જ તે બેસે છે, બહાર જાય છે, કામકાજ કરે છે, અને પાછો ફરે છે."[૧] દૃશ્ય પાસાનું કશું દ્રષ્ટાને સ્પર્શી શકતું નથી. વૃત્તિઓ અને વિચારો તથા વસ્તુઓ અને ઘટનાઓ એકસરખી જ કક્ષાનાં છે, કેમ કે તે બેઉ દૃશ્ય કોટિનાં છે. આત્મા અન્યરૂપ થયા વિના, વસ્તુઓમાં પરિવર્તન થઈ શકે છે. સર્વનો દ્રષ્ટા એવો આ અમર આત્મા એવી ચિત્શક્તિ છે કે, તેને કશું દાબી શકતું નથી, તે અજન્મા અને અમર છે, જ્ઞાનમાત્રનો,—અરે મૂર્છા ને સ્વપ્નનો પણ,—તે મૂળ આધાર છે. શંકરાચાર્ય* કહે છે કે, તેનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય એમ નથી; એને સિદ્ધિની જરૂર પણ નથી,

---

૧ अस्तमित आदित्ये, याज्ञवल्क्य ! चन्द्रमस्यस्तमिते, शान्तेऽग्नौ, शान्तायां वाचि, किं ज्योतिरेवायं पुरुष इति, आत्मैवास्य ज्योतिर्भवतीत्यात्मनैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीति । બૃહદા૦ ૪-૩-૬.

કેમ કે તે સ્વતઃસિદ્ધ છે. તે પોતે અકલ્પનીય છે, પરંતુ વસ્તુમાત્રની કલ્પના કે જ્ઞાનની ક્રિયામાત્રની શક્યતાનો એ આધાર છે. એનું અસ્તિત્વ ઇન્કારનારો પણ, પોતે વિચાર કરે છે એટલા દ્વારા તો, એને સ્વીકારીને જ ચાલે છે. આત્મા કોઈ ઇંદ્રિય કે ચિત્તની શક્તિ નથી. પરંતુ એ આત્મા તો દરેક ઇંદ્રિય તથા ચિત્તની દરેક શક્તિને ચેતન દેનાર, જેમાં આપણી બધી ઇંદ્રિયો, બુદ્ધિ અને ઇચ્છાશક્તિ સમાઈ રહેલાં છે, તેવું વિસ્તૃત અધિષ્ઠાન છે. મન અને સંસાર એ તો આ ચિત્શક્તિ પર લદાયેલાં, લગભગ અયુક્તિક — મનસ્વીપણે લાદેલાં બંધનો છે.

આપણા રોજિંદા જીવનમાં આ સર્વાત્મા મનના મેલ અને વૃત્તિઓથી ઢંકાયેલો હોય છે; અને તેથી તેની તથા જીવાત્માની વચ્ચે ગૂંચવાડો થઈ જાય છે. જીવાત્મા તો માનસિક અને તાર્કિક શક્તિઓનું એક તંત્ર છે; તે પોતાને માટે પરિપૂર્ણ વ્યક્તિત્વ અને સ્વાતંત્ર્યનો દાવો કરે છે; પણ એટલુંય એને ભાન નથી કે પોતાને તે સતત પરિવર્તન દ્વારા જ કાયમ રાખી શકે છે. આપણે માનીએ છીએ કે, આપણું વ્યક્તિત્વ આપણું નજીકમાં નજીકનું અને સૂક્ષ્મતમ ધન છે — આપણું સર્વોત્તમ શ્રેય છે. પરંતુ તે દૃશ્ય પદાર્થોમાંનું જ એક છે: આત્માની સરખામણીમાં તે ક્ષણિક અને આકસ્મિક છે; સાપેક્ષ ઘટનાઓથી તેનું સ્વરૂપ ઘડાય છે. આપણે એને વિચારગોચર કરી શકીએ, એનાં હિતાહિતની ગણતરી કરી શકીએ, પ્રસંગોપાત્ત તેમનો ભોગ આપી શકીએ. તે તો એક પ્રકારનું ચેતસિક સત્ત્વ છે, કે જેને નામ દઈને બોલાવતાં જવાબ આપે છે, જેનો દર્પણમાં પડછાયો પડે છે (नामरुप), ગણતરીપત્રકના

નંબરોમાંનો એક જાણે કે છે. તે સુખદુઃખનો ભાગી છે; તે સ્તુતિથી ફુલાય છે, નિંદાથી સંકોચાય છે, અને માયામાં લોપાય છે. મુંડકોપનિષદ[1] એક વૃક્ષનાં વાસી બે પક્ષીઓ વચ્ચે ભેદ બતાવે છે કે, એક તેનું મિષ્ટ ફળ ખાય છે ને બીજું તે ખાતું નથી પણ જોયા કરે છે. પહેલું પક્ષી જીવાત્મા છે, બીજું પરમાત્મા છે.

જીવાત્મા અને જગતની દૃશ્ય નામરૂપાત્મકતાનો વાચક શબ્દ માયા છે. માયા એટલે વિશ્વની ક્ષણભંગુરતા. દૃશ્ય જગત અને તેમાંના જીવો આભાસમાત્ર છે એવો માયાનો અર્થ નથી; કેમ કે સૃષ્ટિની સમગ્ર ગતિ અને આધાર એક પરમાત્મા જ છે, જે વસ્તુમાત્રથી પર હોવા છતાં વસ્તુમાત્રમાં ઓતપ્રોત રહેલો છે. હિંદુ સિદ્ધાંત ઈશ્વરને જગત સાથે અભિન્ન ઠરાવે છે એવી ટીકા કરાય છે; પણ એનો સાર એટલો જ છે કે, પૂર્ણ અને અગાધ એવા પરમ સત્ત્વમાં પણ, પોત-પોતાના સ્વભાવ અનુસાર જીવતાં અને હરતાંફરતાં સત્ત્વો ભરેલાં છે. આ પરમ સત્ત્વના અધિષ્ઠાન વગર, કશાને પણ નામરૂપ કે દેશકાળ નહિ હોઈ શકે, કશાનું જન્મમરણ કે જીવન ન સંભવી શકે: વસ્તુમાત્રનું એ પરમ અધિષ્ઠાન છે.

માયા શબ્દ બીજા એક અર્થમાં પણ વપરાય છે: આપણું ઇંદ્રિયગમ્ય વ્યક્તિત્વ એ જ આપણું સાચું સ્વરૂપ છે એમ માનવું, અને આપણી આધ્યાત્મિક ચિદ્રૂપતા તથા તેની પરિપૂર્ણ પ્રજ્ઞા અને નિશ્ચિતતાથી વિમુખ થવું એવું જે જીવનું વલણ હોય છે, તે પણ માયા કહેવાય છે. આ વલણ સ્વ-ભાનવાળી

---

૧. द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥

મુંડક૦ ૩–૧–૧.

બુદ્ધિનો આવિષ્કાર છે. બૌદ્ધિક વ્યાપારો મૂળ નહિ પણ તારવી કાઢેલી નિષ્પત્તિ જેવા છે; એમનું નિગૂઢ પ્રભવસ્થાન વિદ્યારૂપ જે આત્મા, તેનાથી વ્યુચ્છિન્ન થવાથી તે અવિદ્યારૂપ બને છે, અને તેનું સ્વાભાવિક પરિણામ સ્વાર્થરતિમાં આવે છે. માનવજીવનમાત્રનો હેતુ સ્વ-રૂપની નિશ્ચિતિ છે: વ્યક્તિમાં નિગૂઢ રહેલી જે તાત્ત્વિક અચલતા તેને નામરૂપાત્મક વિચ્છેદોના ઝઘડામાંથી અલગ કરવી એ છે. આપણે જે જ્ઞાન-ક્ષેત્રમાં સામાન્ય રીતે વિચરીએ છીએ, તેની મર્યાદા વિસ્તારી શકીએ તેમ છીએ. પોતાનું શરીર, ઊર્મિઓ અને વાસનાઓ, અરે, માનસ-સર પર મોજાં સમાન ઊઠતા વિચારો પણ—આ બધામાંથી મનુષ્ય પોતાનું સત્ત્વ અલગ પાડી શકે છે; અને પોતાના શુદ્ધ સ્વરૂપ જેવી જે ચિદ્‌ઘન અવસ્થા છે, તેને પહોંચી શકે છે. દ્રષ્ટારૂપ એનું જે શુદ્ધ સ્વરૂપ—સ્વધામ, ત્યાં તે, સ્થિરતાપૂર્વક સંયમ કરતો કરતો પાછો જઈ શકે છે, અને એવી પ્રત્યક્ષ અનુભૂતિ અને અભેદાવસ્થાને પામે છે કે જ્યાં પરિવર્તી સંસાર લય પામે છે. આત્માને આવરતા ધુમાડાના કવચને—તેની પરનાં અવિદ્યાનાં આવરણોને જ્યારે આપણે ભેદીએ છીએ, ત્યારે અહીં ને આ શરીરે જ આપણે આપણા જીવતરની અંતિમ કૃતાર્થતા સમાન જે સ્વરૂપદર્શન તે પામીએ છીએ. 'હું', આત્મા, તદ્દન નિષ્કલ એવું જે બ્રહ્મ, તે સત્-ચિત્-આનંદરૂપ ત્રિમૂર્તિ છે. આપણું સામાન્ય જ્ઞાન જેનાથી દૂર રહે છે એવું જે આપણું શુદ્ધ સત્ય સ્વરૂપ, તેને બુદ્ધિગમ્ય પરિભાષામાં કહેવું હોય, તો એ પ્રમાણે આપણે કહી શકીએ. આ સત્ય બીજાઓને કહી બતાવતી વેળા આપણે તેને કાં તો નિરાકાર એવી શુદ્ધ ચિદ્‌ઘનતા કહીએ છીએ; અથવા તો આ વિશ્વરૂપે

આવિષ્કૃત થતો સાકાર વિશ્વાત્મા કહીએ છીએ. તેને પહોંચવા માટેની નિષેધાત્મક સાધના, કે જે આપણને આપણાં ત્રિગુણાત્મક એવાં શારીરિક તથા માનસિક લક્ષણોને ગાળી નાખી, ધીમે ધીમે, જ્યાં અભેદાવસ્થા છે ત્યાં આગળ નીકળી જવાનું કહે છે, તે આપણને એવા અનુભવનો સાક્ષાત્કાર કરાવે છે કે, જેનું પાવિત્ર્ય અવર્ણનીય છે. તે ઉન્મની ભાવ, તે સમાધિ, આખા આભના ઓળા ઝીલતા શાંત મહાસાગર સમી ગંભીર ને પવિત્ર વિશાળ શાંતિ, ગીતાની ભાષામાં કહું તો—यथा दीपो निवातस्थः—નિર્વાયુ દેશમાં સ્થિર બળતી જ્યોત સમી, જાણે તેજના સાગરમાં સ્નાન કરતી આ સ્થિતિ,—તેનું વર્ણન કરવું અઘરું છે; ત્યાં આગળ તો ગંભીર મૂકતા કે નિષેધાત્મક વર્ણન જ આપણે માટે શક્ય છે. પરંતુ, આ દશામાંથી ઉત્થાન પામી આપણી સાધારણ ચેતન દશામાં આવીએ છીએ, ત્યારે પરમ આત્માના સર્વાતીત ગૌરવને આપણે આપણાથી ભિન્ન વર્ણવીએ છીએ. તેના તરફ આશ્ચર્યવત્ આકાંક્ષિત નજરે જોતા આપણે કંપીએ છીએ, કરગરીએ છીએ ને કકળીએ છીએ. આંખ ઊંચી કરવાની હિંમત સરખીય નથી થતી. આ ઝઘડાળુ જગતની જંજાળમાંથી ભાગવાની આપણને ઇચ્છા થઈ આવે છે. આ ભાવમાં હોઈએ ત્યારે, આપણે, આ સચરાચરમાં સભર ભરેલો જે પુરુષોત્તમ, જે આપણી અને આ જગતની દ્વારા 'વસુધૈવ કુટુંબકમ્'ના ભાવનો સાક્ષાત્કાર સિદ્ધ કરવાનું કામ કરે છે, તે રૂપે તે પરમ તત્ત્વને રજૂ કરીએ છીએ. આમ, ઈશ્વર સાકાર છે એવો ખ્યાલ જો આગળ પડતો હોય, તો તે માણસ પોતાનો વિકાસ નમ્રતાપૂર્વક ઈશ્વરપ્રણિધાન દ્વારા સાધવા મથે છે. આપણે

એ ભક્તિભાવને પણ અનુસરી શકીએ; કે પછી જ્ઞાનમાર્ગને પણ અનુસરી શકીએ, કે જેના વડે અનાત્મનાં બંધનોમાંથી છૂટી આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પામે છે. આ સ્વરૂપ-પ્રાપ્તિને જ્યારે આપણા બુદ્ધિક્ષેત્રમાં વિચારીએ છીએ, કાર્યકારણભાવની સૃષ્ટિમાં જોઈએ છીએ, ત્યારે તે ઈશ્વરકૃપાથી થઈ એમ આપણને લાગે છે.

બ્રહ્મ, પુરુષોત્તમ અને જીવ એમની વચ્ચેનો ભેદ શંકરે સ્પષ્ટ બતાવ્યો છે:

"આમ, નિરુપાધિક આત્મા વાણીનો વિષય ન હોવાથી, નિર્ગુણ હોવાથી તથા અદ્વિતીય હોવાથી, તેનો ઉલ્લેખ 'આ નહીં', 'આ નહીં' એ રીતે જ કરી શકાય. તે જ આત્મા અવિદ્યા, કામ તથા તજ્જનિત કર્મવિશિષ્ટ દેહ-ઇંદ્રિયાદિ ઉપાધિવાળો થાય છે, ત્યારે તે સંસારી જીવ કહેવાય છે. પરંતુ તે જ આત્મા નિત્ય તથા નિરતિશય જ્ઞાનશક્તિની ઉપાધિવાળો હોય, ત્યારે તે અંતર્યામી ઈશ્વર કહેવાય છે; અને તે જ આત્મા જ્યારે સર્વ ઉપાધિથી રહિત, પોતાના કેવળ તથા શુદ્ધ સ્વરૂપમાં સ્થિત હોય, ત્યારે અક્ષર અને પર (આત્મા) કહેવાય છે."[૧]

જ્યારે આપણે વસ્તુતાએ નિર્ગુણ એવા સત્યને, સૃષ્ટિ તરફને છેડેથી સગુણ તરીકે બૌદ્ધિક પદ્ધતિએ સમજવા મથીએ છીએ, ત્યારે આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે, તર્કશુદ્ધ ને

---

૧. "तस्मान्निरुपाधिकस्यात्मनो निरुपाख्यत्वान्निर्विशेषत्वादेकत्वाच्च नेति नेतीति व्यपदेशो भवति। अविद्याकामकर्मविशिष्टकार्यकरणोपाधिरात्मा संसारी जीव उच्यते। नित्यनिरतिशयज्ञानशक्त्युपाधिरात्मान्तर्यामीश्वर उच्यते। स एव निरुपाधिः केवलः शुद्धः स्वेन स्वभावेनाक्षरम् पर उच्यते।"

— બૃહદારણ્યક૦ ભાષ્ય ૩, ૮, ૧૨

સ્પષ્ટ કથનો પણ બહુ બહુ તો અધૂરાં અને કામચલાઉ જ છે. તેનાં જે વાચકો વાપરીએ તેમની ચોકસાઈ અને શુદ્ધતા પરથી એમ અર્થ નથી નીકળતો કે, તેથી વાચ્ય વસ્તુ પૂરેપૂરી સમજાઈ છે. જેમણે સત્યને સ્પર્શ્યું નથી, તેની ઝાંખી જેમને નથી, તેઓ સાપેક્ષ વાચક-શબ્દને નિરપેક્ષ તરીકે સ્વીકારે છે, અને પોતાના આત્મવિશ્વાસથી શબ્દ અને વ્યાખ્યાઓની વિકલ્પજાળ ગૂંથી વસ્તુને જ વીસરે છે. જો સત્યની ભૂમિકા હોય તો જ શબ્દનો ખાલી અવાજ સત્યનો અર્થસૂચક થઈ શકે.

નિર્ગુણ અને સગુણ એવો ભેદ પૂર્વ તેમ જ પશ્ચિમના ગૂઢવાદમાત્રમાં જોવા મળે છે. શંકરાચાર્ય બ્રહ્મ અને ઈશ્વરનો ભેદ બતાવે છે, તો એકહર્ટ દેવાધિદેવ અને દેવનો ભેદ બતાવે છે. 'દેવ' અથવા ઈશ્વર એટલે જે 'થાય છે અને મટે છે' એવો, 'ચર્ચ'ની માન્યતાનો, સગુણ, ત્રિમૂર્તિરૂપ પુરુષ. ત્યારે 'દેવાધિદેવ' અથવા પરમેશ્વર આ ઈશ્વર કરતાં ક્યાંય પર છે; ઈશ્વરની સત્તા — હયાતીનું તે કારણ — અધિષ્ઠાન છે; સત્તા અને સાત્ત્વિકતા બધાથી તે પર છે; ઈશ્વર — દેવ તેની અંદર સમાઈ રહેલો છે.

હિંદુ તત્ત્વવિચાર પર જાણીતી એવી બે સામસામી ટીકાઓ એ છે કે, તે વિશ્વને માયા માને છે; અથવા તેને દિવ્ય — ઈશ્વરથી અભિન્ન — માને છે. આ બે ટીકાને ભેગી વિચારો તો તે પરસ્પર પોતાનું નિરસન કરી નાખે છે, અને એટલું સાબિત કરી આપે છે કે, હિંદુ બંને પ્રકારની વિચારગતિથી પરિચિત છે — પારમાર્થિક અને વ્યાવહારિક. દિવ્ય જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ દ્વિમુખી છે — નકારાત્મક અને હકારાત્મક. નકારાત્મક

સાધના આપણને એવા આત્મજ્ઞાને લઈ જાય છે કે, જ્યાં નામરૂપ કે વિચારમાત્ર ઓગળી જઈ દૃશ્યમાત્રનો દ્રષ્ટા શાંત બિરાજે છે. તે 'દિવ્ય તમસ', 'અનામી નિરાકાર શૂન્યત્વ,' પ્લોટિનસ, એકહાર્ટ, અને રાઈઝબ્રૂકનું ધ્યેય છે. ત્યારે હકારાત્મક સાધના-પ્રકારને અનુસરનાર ઓલિયો એવો એકરાર કરે છે કે, અનંતતાનો શાંત મહાસાગર, કે જેમાં વ્યક્તિ પોતાનાં નામરૂપ સાથે વિલીન થઈ જાય છે, તે મહાસાગર સર્વનું વિભુ, સર્વમાં વ્યાપક એવું જીવનતત્ત્વ પણ છે. છાંદોગ્યોપનિષદનું ધ્રુવસૂત્ર આ છે:

'આ સર્વ જગત તદાત્મક છે; તે જ સત્ય છે; તે જ આત્મા છે; હે શ્વેતકેતુ! તું તે જ છે.'[1]

આત્મા જીવનનું હાર્દ છે, વિશ્વના વૈવિધ્યને મણિગણવત્ પરોવી રાખનાર સૂક્ષ્મ સૂત્રાત્મા છે. સત્યનું પણ તે સત્ય છે. દશ્ય જગત આભાસમાત્ર નથી; તે પણ સત્તારૂપ છે; ભલે પછી તે સત્તા અનિત્ય, વધતી અને ઘટતી, ખીલતી અને ચીમળાતી, એમ અપર કોટીની હોય. બૃહદારણ્યક ઉપનિષદનું આ વાક્ય પણ જુઓ: 'જે પૃથ્વીમાં રહેલો હોઈ, પૃથ્વીનો અંતર્યામી છે; જેને પૃથ્વી નથી જાણતી, પણ પૃથ્વી જેનું શરીર છે; જે પૃથ્વીનું અંદર રહીને નિયંત્રણ કરે છે; તે તારો આત્મા, અંતર્યામી, અમૃત છે.[2] અને આ કથન

---

૧. 'ऐतदात्म्यमिदं सर्वं, तत् सत्यं, स आत्मा, तत्त्वमसि श्वेतकेतो'।
— છાંદોગ્ય૦ ૬–૧૦, ૪૦.

૨. 'यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः। બૃહદા૦ ૩–૭.

જગતની આંતર તથા બાહ્ય સર્વ વસ્તુઓને[1] લાગુ પડે છે, કે જે બધી જ ઉપર કહેલા અદૃશ્ય એવા અંતર્યામીના[2] વ્યક્ત-શરીરરૂપ છે. શંકર પણ કબૂલ કરે છે કે, 'નામરૂપાદિ વિકારરૂપ આ આખું જગત (જેટલે અંશે સત્ એવો પરમાત્મા તેના આત્મારૂપે છે તેટલે અંશે) સત્ય છે; પણ તે સ્વતઃ, પોતાની સત્તાએ, અનૃત છે.[3] સર્વત્ર સર્વ વસ્તુઓનું આસ્પદ — આશ્રયસ્થાન સત્ છે.[4] હિંદુ વિચારકોની દૃષ્ટિએ, સ્થૂલ જગત સત્ છે. તે આભાસમાત્ર —માયા નથી. તે આત્યંતિક સત્ય હોવાથી સત્ છે એમ નહિ, પણ આત્યંતિક સત્યનું વ્યક્ત રૂપ છે તે તરીકે એની સત્તા છે. જગત એ આત્યંતિક સત્ય છે એમ માનવું એ મોહ છે.

આમ, જો 'જગત એ માયા છે' એ જાતના હિંદુ તત્ત્વવિચાર પરની ટીકા બતાવે છે કે, સર્વશ્રેષ્ઠ પરમ તત્ત્વ અવ્યક્ત, આકારરહિત અને નિશ્ચલ છે; તો હિંદુ તત્ત્વવિચાર પરની બીજી ટીકા (કે તે જગતને દિવ્ય

---

૧. ઉપરની નોંધમાં ટાંકેલા શ્લોકમાં પછીથી ગણાવેલી પ્રાણ, વાણી, આંખો, કાન, મન, વિજ્ઞાન, રેતસ્ એ બધી સૂક્ષ્મ વસ્તુઓ; અને પાણી, અગ્નિ, અંતરિક્ષ, વાયુ, દ્યૌ, આદિત્ય, દિશાઓ, ચંદ્ર, તારા, આકાશ, તમસ – તેજ, સર્વ ભૂતો, એ બધી સ્થૂલ વસ્તુઓ છે.

૨. એટલે ઉપરના શ્લોકમાં કહ્યું છે તેમ, 'જેને પૃથ્વી નથી જાણતી, પણ જે પૃથ્વીને જાણે છે,' તે અંતર્યામી.

૩. सर्वं च नामरूपादिविकारजातम् सदात्मना एव सत्यम् , स्वतस्तु अनृतम्। શંકરાચાર્ય, છાંદોગ્ય૦ ૬-૩-૨ ઉપરના ભાષ્યમાં.

૪. सदास्पदम् सर्वं सर्वत्र। શંકરાચાર્ય, ભગવદ્ગીતા १३–१४ ઉપરના ભાષ્યમાં.

માને છે—ઈશ્વરથી અભિન્ન માને છે,) એ બતાવે છે કે, એ પરમ તત્ત્વ નિરંતર પોતે વ્યક્ત થયા જ કરે છે—તે સક્રિય સર્જક શક્તિ પણ છે. દેશકાલથી પર અને સંપૂર્ણ એવા શુદ્ધ આત્માનો અનુભવ થવાથી તેના કરતાં વધુ પરિચિત એવા આ જગત્તત્ત્વ પ્રત્યે—કે જે દુર્ભાગ્યે અપૂર્ણતાથી ભરેલું તો છે જ—તુચ્છકાર જન્મે છે, એમ દલીલ કરવી એ બરોબર નથી. પરમ સત્ય અને સત્તાધારી જગત એ બેને તાત્ત્વિક અસંગતતાઓ તરીકે સામસામે ન ઠેકવવાં જોઈએ. જેમણે સંપૂર્ણતાનાં દર્શન ક્યાં છે, તેઓ સંપૂર્ણતા વધારવા અને અપૂર્ણતા ઘટાડવા સતત મથે છે. ઉત્તરોત્તર વધુ પૂર્ણ સર્જક આવિષ્કાર માટે પ્રયત્ન કરતા રહેવું, એ જ જીવન છે. જેણે પરમ તત્ત્વ જોયું છે, તે માણસને જીવન, વ્યક્તિત્વ અને ઇતિહાસ મહત્ત્વનાં થાય છે. ઈશ્વરી જીવન એ આપણા જીવનની પરિપૂર્ણતા છે.

માણસ પરમાત્માની પ્રતીતિ પામે, ત્યાંથી સ્થૂલ પ્રતિ પાછો વળીને આવે, અને એ સત્યદર્શન પ્રમાણે પોતાના જીવનને નિયમે, ત્યારે એ પૂર્ણ પુરુષ થાય છે. લગભગ અકલ્પનીય એવી સાર્વભૌમતાને તે પામે છે. અત્યાર સુધી એની બધી શક્તિઓ સંકુચિતાર્થોની સિદ્ધિમાં બંધાઈ રહી હતી; તે હવે વિશાલાર્થો પાછળ વપરાવા માટે મુક્ત થાય છે. માયાવાદ આપણને એમ શીખવે છે કે, દેશકાલબાધિત વસ્તુઓના જગતમાં અને તેની વાસનાઓમાં જો આપણે ફસાયા, અને એમને સત્તા દેનાર એકમાત્ર જે તેનું સત્ય અધિષ્ઠાન તે તરફથી આપણી નજર ચૂકયા, તો આપણે આપણા સત્ય સ્વરૂપથી ચ્યુત થઈશું. જગતની વસ્તુઓ એવી તો આકર્ષક છે કે, તેઓ આપણામાં તીવ્ર તૃષ્ણાઓ

જગાડે છે, પરંતુ આંતર સત્ત્વને સંતોષવાની તેમનામાં તાકાત નથી. અને બાહ્ય જગતમાં તે ભયંકર ગોટાળારૂપે નીવડીને ઊભી રહે છે. પણ આ કહેવાનો એવો અર્થ નથી કે, આપણે જગતના હિત પ્રત્યે બેદરકાર બનીએ, કે શરીર તથા મનને વિષે તુચ્છકારબુદ્ધિ ધરીએ. શરીર આત્માની એક જરૂરિયાત છે. પુનર્જન્મમાં માનનાર દર્શનશાસ્ત્ર શરીરજીવનને એમ તુચ્છકારી ન શકે; કેમ કે દરેક આત્માને શરીર તો જોઈએ. સાધનાની સફળતાને માટે વૈયક્તિક જીવનને દબાવવાનું નથી, પણ પરમ સત્યની દૃષ્ટિએ તેને ઉન્નત અને શુદ્ધ કરવાનું છે. જેનામાં આત્મજ્યોત જાગી છે, તે પુરુષ નવે અવતારે જાણે આવે છે—દ્વિજ બને છે; તેનો પલટો જ થઈ જાય છે; તે ઈશ્વરનો ઓલિયો બને છે. દિવ્ય ઈશ્વરશક્તિ એના અંતરમાં પ્રવેશે છે, ત્યાં સભર ભરાય છે, ને તેની દ્વારા ઊભરાય છે; જેથી તે તેમાં તન્મય થઈ રહે છે અને તેમાં રહ્યો સમૃદ્ધ બને છે. એને માટે ઈશ્વર પોતાથી જુદો નથી; પરંતુ પોતાનો જે અહંભાવ તેના કરતાં પણ વધારે નિકટ એવું તેનું સાચું આત્મસ્વરૂપ છે. "હું જીવું છું, પણ તે હું નથી: તે તો મારામાં રહેલો ક્રાઈસ્ટ છે." પ્રાકૃત અપર દૃષ્ટિથી, તે તેનું અલગ વ્યક્તિત્વ રાખે છે; આત્માની-પરમાર્થ-દૃષ્ટિએ, ઈશ્વરે એનો કબજો લીધો છે ને એના વ્યક્તિત્વને તે નવું ઘડે છે. અભિમાની જીવાત્માનો અહંકાર જતો રહીને તેને સ્થાને પ્રભુમય ઓલિયા પુરુષની નમ્રતા એનામાં આવે છે. જગતમાં તે પુરુષ વિચરે છે—કામ કરે છે, અને તે એ શ્રદ્ધાથી કે, પરમ શુદ્ધ જીવન સદા ઉમદા અને સુંદર હોય છે; એની નિષ્ફળતા કે વૈફલ્ય એ જ અશુભ છે.

3

અધ્યાત્મમૂલક ધર્મનાં મૂળભૂત સત્યો એ છે કે, આપણું ખરું સ્વરૂપ પરમાત્મતત્ત્વ છે; તેને ખોળવું અને જ્ઞાનપૂર્વક તદ્રૂપ બનવું એ આપણું કર્તવ્ય છે; અને એ સ્વરૂપે આપણુ સૌ એક છીએ. જેણે પોતાનું સત્ય સ્વરૂપ ચીન્યું છે, તેને, પોતે અલગ કાંઈક સત્ત્વ છે એવું ભાન નથી થતું. તેને તો, ઊલટું, એવા સાર્વભૌમ સર્વવ્યાપક જીવનનું ભાન થાય છે, કે જે જીવનના બધી વ્યક્તિઓ, બધી પ્રજાઓ અને બધાં રાષ્ટ્રો વિશિષ્ટ આવિષ્કારો છે. મનુષ્યના સર્વ પુરુષાર્થ અને મહેચ્છાઓની પાછળ એક જ પ્રેરણા રહેલી છે; અને તે છે જીવનમાત્ર સાથે ઐકયની અનુભૂતિની, જેને આ શબ્દોથી વર્ણવાય છે: 'તું મારામાં છે, હું તારામાં છું." બંધુતા જીવન છે, એનો અભાવ મરણ છે. સમગ્ર માનવજાત સૂક્ષ્મરૂપે એક છે, એ સત્ય આપણને કદી છોડનાર નથી. જગત અવારનવાર ગાંડપણ કરી બેસે છે, પણ તે તો આગંતુક માત્ર છે; એનાથી એ સત્ય નાબૂદ નહિ થઈ શકે. પોતાની માનવ-યોનિ અને બીજી યોનિમાત્ર જોડે હળીમળીને રહેવા ઇચ્છનારાઓ, અમુક લોકો પોતાના દેશના કે પોતાની કોમના નથી એટલે તેઓની કતલો ભલે થતી, એમ માની મનમાં મજા નહિ માણી શકે. તેઓ વધારે વિશાળ અને વ્યાપક દર્શન માટે મથતા હોઈને, સ્વાભાવિક જીવનનાં મૂલ પ્રભવસ્થાનોમાંથી આપણને આકર્ષી જતા કૃત્રિમ જીવનપથોને ભેદીને તેમની પાર નીકળી જાય છે. બીજી કોમો તથા દેશો પ્રત્યેની આજની આપણી સાધારણ બનેલી મનોવૃત્તિઓ તો કૃત્રિમ આવરણોરૂપ છે; કે જે આવરણો

જ્ઞાનપૂર્વક અને કાળજીથી કેળવેલી, અને લાંબા કાળના અભ્યાસથી ઘડેલી વિચાર અને લાગણીની ટેવો જ છે. મનુષ્યની સામાજિક ભાવના તદ્દન વિચિત્ર જ બની ગઈ છે: એના લોહીમાં ઝેર રેડાયા કરવાથી તે શિકારી પશુ બની ગયો છે. કોમવાદ અને રાષ્ટ્રવાદ આપણી ઊતરતી વૃત્તિઓને કામમાં લે છે. સામાને ધમકાવવો અને ધૂતવો, મારવો અને લૂંટવો; અને એ બધું એવી લાગણી સાથે કે, આપણે પૂરાપૂરા ગુણવાન છીએ ને ઈશ્વરી કામ કરીએ છીએ!—આ પ્રકારનું કાર્ય એ બે વાદો આપણી પાસે માગે છે. જેઓનો આત્મા જાગ્રત થયો છે, તેમને આ વાદો તિરસ્કારપાત્ર લાગે છે. તેમને મન બધી પ્રજાઓ અને રાષ્ટ્રો એક જ આકાશછત્ર નીચે રહેતું કુટુંબ છે. તેઓ નવા જ સામાજિક સંબંધની ઘોષણા કરે છે; અને જે સમાજમાં દરેક વ્યક્તિને નાગરિક સ્વાતંત્ર્ય હોય, તથા નાનાં કે મોટાં સૌ રાષ્ટ્રોને રાજકીય સ્વાતંત્ર્ય હોય, એવા નવા સમાજનિર્માણની સેવામાં તેઓ રોકાય છે.

# અમરતાનો ઉષ:કાળ

ધૃષ્ટતાભર્યો તાર્કિક શંકાવાદ, ઉપરછલ્લો નીતિધર્મ, અને કોમો તથા રાષ્ટ્રોની વિકરાળ અને વગર સમજની ઉત્સાહોર્મિઓ—એની પર રચાયેલી સંસ્કૃતિ તૂટી પડે, તેથી આપણે ધીરજ ખોઈ બેસવાની જરૂર નથી; કારણ કે એની અંદર એવાં સમાજવિરોધી અને નીતિવિરોધી તત્ત્વો પડેલાં છે, કે જે નાશ પામવા જેવાં જ છે. આખા માનવ-સંસારના હિતને નહિ, પણ કેટલીક જબરી અને સત્તાધારી વ્યક્તિઓ અને કેટલાંક એવાં રાષ્ટ્રોના જ હિતમાં એ સંસ્કૃતિ સમર્પિત થયેલી છે. એમાં જે કાંઈ કીમતી છે તે, જન્મવાને મથી રહેલી નવી દુનિયામાં ઊતરશે. આમ, ઉપરના દેખાવો પરથી તો ઊલટું લાગે છે, છતાં, વર્તમાન અસ્થિરતામાં આપણે જોઈએ છીએ કે, ઉષ:કાળ ધીમે ધીમે જળહળતો જાય છે, એકાગ્ર પુરુષાર્થ જાગવા લાગ્યો છે. એ પણ પ્રત્યક્ષ થતું જાય છે કે, ગુપ્ત આત્મતત્ત્વ જેવી વસ્તુ છે, કે જ્યાં આગળ આપણે સૌ એક છીએ, અને જેનો આ જગતમાં સર્વોચ્ચ આવિષ્કાર મનુષ્યજાત

છે. અને આ જ્ઞાન જીવનમાં ઉતારી, જગતમાં આત્માનું રાજ્ય સ્થાપવાની ઇચ્છા વધતી જાય છે. માણસના અવર-જવર માટે અને વિચારોના વિનિમય માટે વિજ્ઞાને જરૂરી સાધનો સંપાડ્યાં છે. બૌદ્ધિક ક્ષેત્રમાં, આખું જગત સમાન વિચારો અને પરસ્પર જ્ઞાનની લેવડદેવડને તાંતણે ઓતપ્રોત થતું જાય છે. સાંપ્રદાયિક તાત્ત્વિક માન્યતાઓનાં ભૂતકાળમાં જે વિઘ્નો હતાં, તે પણ હવે એટલાં બધાં અજેય નથી રહ્યાં. વિચાર અને સમાલોચના-શક્તિ એવી પ્રગતિ કરી રહી છે કે, જેથી જુદા જુદા ધર્મો આત્મૈક્યનું શાશ્વત, સાર્વત્રિક અને એકમાત્ર સત્ય પોકારે, તેમાં મદદ મળે છે: એવું સત્ય કે જેને જીવન અનુસરે છે, ખોળે છે તથા સર્વ દેશમાં અને સર્વ કાળમાં જેને પામીને રાચે છે. આપણે વધારે સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ કે, કોઈ પણ ધર્મનું સત્ય તે ધર્મનું જ ખાસ કે ખાનગી નથી; એના પૂજારીઓ જેના પર કદાચ ખાસ જોર દે, કે એના અનુયાયી જેને માટે જેહાદ ખેડવા કદાચ કમર કસે, એવો વિધિનિષેધનો માત્ર શબ્દભાર તે નથી; ધર્મનું સત્ય તો ધર્મનો એ અંશ છે કે જે સૌને સરખો આપી શકાય. માનવજાતે જગતના તથા પોતાના સ્વરૂપનો અંતિમ સાક્ષાત્કાર કરવો હોય, તો તે એક જ રસ્તે બની શકનાર છે. અને તે છે સાર્વત્રિક અને માનવતાપૂર્ણ ભાવનાઓનો પ્રચાર. માનવજાત હજી તો ઘડાય છે. જે વર્તમાન માનવજીવન આપણે જોઈએ છીએ, એ તો આવતી કાલે બનનાર નવજીવનની કાચી સામગ્રી માત્ર છે. જો આપણે સૌ સાથે મળીને એકજોર કરીએ અને ઉચ્ચ આશય તથા સુંદર નિશ્ચયથી આગળ વધીએ, તો અત્યાર સુધી નહિ કલ્પેલી એવી પરિપૂર્ણતા,

સ્વતંત્રતા અને સુખ આપણી મનુષ્યજાતના હાથમાં આવી મળનાર છે. એને સારુ આપણે અમુક માન્યતાઓ કે કાર્યક્રમો ઘડીએ એ જરૂરનું નથી; જરૂરનું તો એ છે કે, આપણા હૃદયમાં આત્માની શક્તિ ઝળકે : કે જે શક્તિ આપણા લોભ, સ્વાર્થ વગેરેની વૃત્તિઓને સંયમિત કરવામાં અને આપણી સાથે સમાન ઇચ્છા ધરાવતા જગતને સંગઠિત કરવામાં મદદ કરી શકે તેમ છે.

# तपो ब्रह्म

'યથા પિંડે તથા બ્રહ્માંડે'. જગતમાં જે ઝઘડા ચાલે છે, રાજકારણી વિચારોમાં જે અરાજક પ્રવર્તે છે, નીતિનાં ધોરણોમાં જે ગોટાળા ઊભા થયા છે, એ બધાંનું મૂળ કારણ એ છે કે, મનુષ્યની સર્વાંગી કેળવણીને ભોગે માત્ર બુદ્ધિની તાલીમ પર ખાસ મહત્ત્વ અપાયું છે. સત્યના અમુક-તમુક અંશોનું અનંત સત્ય જોડે આપણે અનુસંધાન નથી કરી શકતા. જોકે અનંત સત્ય બુદ્ધિ—ચક્ષુથી નથી જોઈ શકાતું, છતાં આપણા માનવ જીવન માટે એનું દર્શન એટલું તો મહત્ત્વનું છે કે, તેને માટે આપણે લડવા તૈયાર થઈ જઈએ છીએ, અને તેની ખાતર ભૂકા થઈ જવામાંથી પણ પાછા નથી પડતા.

જગતમાં અર્થહીન બનીને જો આપણે ભટકવું ન હોય, તો આપણા સમાજ—જીવનમાં જે પરસ્પર ગૂંઝતા-ઝઘડતા આવેગો છે, તે બધાનો એકમેકમાં મેળ ખવડાવવો જોઈએ. માનવ આચારનું ધ્યેય શોધવામાં, તથા માનવ ચિત્તના ઉચ્ચ પુરુષાર્થોનું ઐક્ય સાધવામાં, વિજ્ઞાનની પ્રત્યક્ષ વિદ્યાઓના કરતાં ધર્મ અને ફિલસૂફી આપણને વધારે મદદ કરે છે.

વિચારનું એકાગ્ર સેવન, નહિ કે તાર્કિકતા; ધ્યાનબળ, નહિ કે પ્રાર્થના—આપણા સત્ત્વને ખીલવે છે, ઉન્નત કરે છે, અને પલટાવે છે; અને તેને પરિણામે જગત નવજીવન પામે છે. આંખ મીંચી અંતર્મુખ થવાથી, ધારણાપૂર્વક ચિંતન કે ધ્યાનથી આપણું અંતઃકરણ પલટાય છે. સ્વર્ગ મળવાની કે ખોવાની ભૂમિકા એ આપણા અંતરાત્માના પરિવર્તનમાં રહેલી છે. વિચારને એકાગ્રપણે સેવવામાંથી આપણે જીવનનું ઘડતર કરીએ છીએ. એમ કરતાં આપણે શક્તિ પામીએ છીએ ને નવસર્જન કરીએ છીએ. 'આકાશજલ પર પ્રભુએ એકાગ્રપણે વિચારસેવન કર્યું', ને જીવન પ્રગટાવ્યું.' (બાઇબલ.) એકાગ્ર વિચારસેવન સર્જક શક્તિ છે : तपो ब्रह्म ॥




સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

'આરોગ્ય પત્રિકા', અમદાવાદ, ના સૌજન્યથી

# સર્વધર્મસમભાવનો પંડિત

"આજ રાધાકૃષ્ણન જે કામ, જે અદ્વિતીય કામ કરી રહ્યા છે, તે (પૂર્વ પશ્ચિમનું) અનુસંધાન કરવાનું છે. પૂર્વનો પરંપરાગત જ્ઞાનભાર અને પશ્ચિમનું નવજ્ઞાન અને નવજોશ, એ બે વચ્ચે પુલ બાંધવા તે મથે છે, જેથી કરીને એક પરસ્પર ગુણોની આપલે કરીને સમૃદ્ધ થાય."

—સી. ઈ. એમ. જોડ

શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણનને છાપાં વાંચનાર ગુજરાતી કદાચ જાણતો હોય. બાકી સામાન્ય ગુજરાતી આપણા દેશના એ જગપ્રસિદ્ધ વિદ્વાનને નથી ઓળખતો. એમનું આ એક નાનકડું પરંતુ અદ્વિતીય વ્યાખ્યાન ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ કરતી વખતે, તેમનો ટૂંકો પરિચય આપું તો આવકારપાત્ર થશે એમ માનું છું.

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન અર્વાચીન હિંદના એક અદ્વિતીય અભ્યાસક અને વિચારક તથા ફિલસૂફ છે. હિંદની સંસ્કૃતિના તે સમર્થ અર્થવાહક છે. પશ્ચિમે તેમને તે રીતે જ પહેલા ઓળખ્યા; અને એમ કરીને આપણા જવાહિરને તેમણે મૂલવી દેખાડ્યું ત્યારે આપણી નજર તેમના ભણી વળી. હિંદની સંસ્કૃતિના તે પરમ અભિજ્ઞ અભિમાની છે. અને આ એમનું અભિમાન, કેટલાંક વર્ષો પર જોવામાં આવતા છીછરા પ્રકારના જેવું નથી કે સંકુચિત નથી. તે 'વસુધૈવ કુટુંબકમ્'ના આદર્શવાળા જગજ્જન છે. છતાં પોતે હિંદી છે તે એ વીસરી નથી જતા. વિરાટમાં વ્યાપેલાં અનેક ભુવનોની પેઠે એ આ વસુધાની પ્રજાઓને નિહાળે છે. અને આ એમની દૃષ્ટિ એમને હિંદની સંસ્કૃતિમાંથી મળી છે અને એ તેઓ જગત આગળ મૂકે છે. એક જણે કહ્યું છે કે, "વિવેકાનંદ પછી હિંદની એમના જેવી અજોડ સેવા કરનાર બીજું કોઈ નથી થયું. પશ્ચિમ-જગતને પોતાની અનનુકરણીય ભાષામાં એમણે હિંદુ ધર્મ અને વિચારતત્ત્વનો સત્યતમ, સર્વશ્રેષ્ઠ અને ઉદાત્તતમ સાર આપ્યો છે."

જન્મે તે આંધ્રદેશના છે.[1] ઈ. સ. ૧૮૮૮ના સપ્ટેમ્બરની ૫મી તારીખે મદ્રાસ ઇલાકાના ચિત્તુર જિલ્લાના તિરુતની ગામમાં તેમનો જન્મ થયો હતો. મદ્રાસથી ૪૦ માઇલ દૂર આ ગામ દક્ષિણનું એક તીર્થસ્થાન ગણાય છે. તેમના પિતા જૂની ઢબના બ્રાહ્મણ હતા. ત્યાંના જમીનદારના તહેસીલદારનું કામ તે કરતા. ૧૯૩૧માં લખેલા ડૉ. મજુમદારના હેવાલમાં છે કે, તેમનાં માતા હજી જીવે છે, પિતા ગુજરી ગયા છે.

શ્રી. રાધાકૃષ્ણનનું મોટા ભાગનું શિક્ષણ ખ્રિસ્તી મિશનરીઓની સંસ્થામાં થયું છે. એને લીધે એક વસ્તુ તો આજ એમના જીવનમાં જોઈ શકાય છે કે, તેમનો બાઇબલનો અભ્યાસ સારી પેઠે ઊંડો છે. જેમ ઉપનિષદ અને અન્ય હિંદુ ધર્મગ્રંથો તેમની વાણીમાંથી વારંવાર ઝરે છે, તેમ જ ને તેવી જ સહજતાથી બાઇબલનાં[2] સુવાક્યો પણ તેમની વાણીમાં ઝળકતાં હોય છે. ખ્રિસ્તીઓના હાથ નીચે ભણવાથી એમના મનમાં તે પ્રત્યે વિરોધભાવ ઊપજે એવા તે નથી. ખ્રિસ્તીધર્મના જ્ઞાનથી એમણે પોતાના હિંદુત્વને વધારે શણગાર્યું છે, શોભાવ્યું છે, અને એના અર્થનું અનેરું ઊંડાણ પણ જોયું છે.

વેલોરની અમેરિકન મિશન કૉલેજમાંથી ૧૯૦૩માં તે મૅટ્રિક થયા અને ૧૯૦૫માં પ્રથમા પસાર કરી. પરીક્ષામાં તેમને પ્રથમ વર્ગ મળેલો એ નોંધવું જોઈએ. વેલોરથી તે મદ્રાસ ક્રિશ્ચન કૉલેજમાં ગયા અને ૧૯૦૭માં બી. એ. થયા. બે વર્ષ બાદ એમ. એ. પણ પૂરું કર્યું. બેઉ પરીક્ષામાં તે પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયા હતા.

---

૧. સર રાધાકૃષ્ણનના જીવનની હવે પછી આવતી હકીકતો મેં ડૉ. મજુમદારે "The Heart of Hindustan" એ પુસ્તકની પ્રસ્તાવનામાં લખેલા નિબંધમાંથી લીધા છે. તેને માટે હું તેઓશ્રીનો આભારી છું.

૨. ઇંગ્લંડમાં અનેક વાર એમને દેવળમાં પ્રવચનો કરવા નોતરવામાં આવ્યા છે. ત્યારનાં તેમનાં કેટલાંક પ્રવચનો એમના એક પુસ્તકમાં જોવા મળે છે, તે પરથી પણ ખ્રિસ્તી ધર્મ તથા તેનાં શાસ્ત્રોનો એમનો કેવો ઊંડો અભ્યાસ છે તે જણાય છે. ખૂબી એ છે કે, તે ગ્રંથોમાં પણ તે, પોતાને જે ધર્મરહસ્ય લાધ્યું છે તે જ જુએ છે અને બતાવે છે.

એમ. એ. માં એમનો વિષય દર્શનશાસ્ત્ર — ફિલસૂફી હતો અને એ વિષયમાં પાસ થનાર તે વર્ષે તે એકલા જ વિદ્યાર્થી હતા.

૧૯૦૯માં તે એમ. એ. થયા કે તરત તેમને મદ્રાસની સરકારી પ્રેસિડન્સી કૉલેજમાં ફિલસૂફીના ઉપાધ્યાપકની જગા મળી ગઈ. ૧૯૧૧માં તે જગાએ તેમની કાયમી નિમણૂક થઈ, તે દરમિયાન ૧૯૧૦માં તેમણે શિક્ષણશાસ્ત્રની એલ. ટી. ઉપાધિ પ્રાપ્ત કરી લીધી. આ વર્ષોમાં તેમનું કામ કેવું સંગીન અભ્યાસપૂર્ણ અને વિદ્યાર્થીપ્રિય થયું હશે, તે તેમના ત્યાર પછીના ઉત્કર્ષ પરથી સ્પષ્ટ દેખાય છે. સતત અભ્યાસી સ્વભાવના તો તે હોવા જ જોઈએ. કેમ કે, આપણે આગળ તેમની લેખનપ્રવૃત્તિ જોતાં જોઈશું કે, લગભગ ૧૯૧૧થી જ તેમની એ પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ હતી: તે સાલમાં ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે એમનું 'માનસશાસ્ત્રનાં મૂળતત્ત્વો' પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. ઈ. સ. ૧૯૧૭માં રાજહમંદ્રીની આર્ટ્સ કૉલેજમાં ફિલસૂફીના લેક્ચરર તરીકે તેમની બદલી કરવામાં આવી. ત્યાં એક વર્ષ કામ કર્યા બાદ મૈસૂર યુનિવર્સિટીએ ફિલસૂફીના અધ્યાપક તરીકે તેમની વરણી કરી.

રાધાકૃષ્ણનની પ્રતિભાને પહેલવહેલી પારખવાનું માન મૈસૂર યુનિવર્સિટીને મળે છે. તે વિદ્યાપીઠે તેમને ૧૯૧૮માં પોતાના ફિલસૂફીના અધ્યાપક થવા નોતર્યા અને તે પદ પર પાંચ વર્ષની તેમની નિમણૂક કરી. અધ્યાપક થયા બાદ ૧૯૧૮માં જ એમણે 'રવીન્દ્રનાથ ટાગોરની ફિલસૂફી' એ નામથી કવિવરના લેખનનો અભ્યાસપૂર્ણ નિબંધ બહાર પાડ્યો. અત્યાર સુધી રાધાકૃષ્ણન મદ્રાસની પ્રાંતિક સરકારની નોકરીને નીચલે દરજ્જે હતા; ૧૯૨૦માં સરકારે તેમને 'આઈ. ઈ. એસ.', એટલે કે કેળવણીની ઉચ્ચતમ કક્ષાની નોકરીમાં લીધા. આ જ વર્ષમાં એમનો એક નવો ગ્રંથ પણ બહાર પડ્યો: "The Reign of Religion in Contemporary Philosophy." આની અસર યુરોપ અમેરિકા પર પણ પડી અને ત્યાં પણ રાધાકૃષ્ણનની એક ઊંડા અભ્યાસી તરીકેની પ્રથમ ઓળખાણ પહોંચી.

રાધાકૃષ્ણન મૈસૂરમાં હતા ત્યાં જ કલકત્તાના સર આશુતોષ મુકરજીની તાક્ષ્યર્દષ્ટિ આ ઊગતા તારા પર પડી. અને તે અરસામાં કલકત્તા યુનિવર્સિટીનું ફિલસૂફીનું અધ્યાપકપદ ખાલી પડવાથી તેમણે રાધાકૃષ્ણનને ત્યાં આવવા ખેંચ્યા. ઈ. સ. ૧૯૨૧માં તે પોતાને નવે કામે પહોંચી ગયા, અને ત્યારથી તેમની જાણ હિંદની અન્ય વિદ્યાપીઠોમાં પણ થવા મંડી. સર આશુતોષે એમને સારી પેઠે ઉત્સાહ અને અનુકૂળતા આપ્યાં હશે, જેની કદર એમણે ત્યાં ગયા પછી ત્રણ વરસની અંદર જ પ્રસિદ્ધ કરેલા હિંદનાં દર્શનશાસ્ત્રો પરના પોતાના મહાન ગ્રંથ "હિંદી ફિલસૂફી" માં (પ્રથમ ગ્રંથ ૧૯૨૩માં ને બીજો ૧૯૨૩માં બહાર પડ્યો હતો,) નોંધી છે. કલકત્તા યુનિવર્સિટીનું આ પદ તેમણે પછીનાં વીસ વર્ષ સુધી સંભાળ્યું; સિવાય કે, જે ટૂંકા વચગાળાઓમાં તે યુનિવર્સિટીના સત્તાવાળાઓની પરવાનગીથી ઑક્સફર્ડની માન્ચેસ્ટર કૉલેજમાં 'તુલનાત્મક ધર્મ-શાસ્ત્ર'ના અધ્યાપક તરીકે કામ કરવા ગયા હતા (ઈ. સ. ૧૯૨૯), કે વૉલ્ટેરમાં આંધ્ર યુનિવર્સિટીના કુલનાયકનું પદ સંભાળવા ગયા હતા (૧૯૩૧), કે ફરીથી ઑક્સફર્ડમાં 'પૌર્વાત્ય ધર્મો અને નીતિશાસ્ત્ર'ના સ્પૉલ્ડીંગ પ્રોફેસરતરીકે ગયા હતા (ઈ. સ. ૧૯૩૬). એ બધું આગળ યથાસ્થાને કહેવાશે.

આમ હવે ધીરે ધીરે પરદેશી વિદ્યાપીઠો પણ રાધાકૃષ્ણનને પોતાને ત્યાં વ્યાખ્યાનો આપવા નોતરવા લાગી હતી. પહેલવહેલું એમનું યુરોપ-ગમન ૧૯૨૬માં થયું. તે વર્ષે કેમ્બ્રિજમાં યુનિવર્સિટીઓનું સંમેલન હતું, તેમાં કલકત્તા યુનિવર્સિટીના પ્રતિનિધિઓમાંના એક તરીકે રાધાકૃષ્ણનને મોકલવામાં આવ્યા હતા. અને ત્યારથી આજ આપણે જોઈએ છીએ એ એમની ઉજ્જ્વળ કારકિર્દીનો પ્રારંભ થાય છે.

વિલાયતમાં શ્રી. રાધાકૃષ્ણન આવે છે એ ખબર પડતાંવેંત ત્યાંની વિદ્યાપીઠો, વિદ્વત્સભાઓ વગેરેએ તેમને પોતાને ત્યાં પધારવા નિમંત્રણો મોકલવા માંડયાં. તે બધાંમાંથી 'અપ્ટન ટ્રસ્ટના'ના વહીવટદારોનું નિમંત્રણ ખાસ યાદ કરવા જેવું છે. કેમ કે, આ ટ્રસ્ટના

આશરા તળે જે મશહૂર વ્યાખ્યાનમાળા એમણે આપી, તે એકલી પણ શ્રી. રાધાકૃષ્ણનને ફિલસૂફી-ક્ષેત્રમાં અમર કરવાને માટે બસ થાય એવી છે. આજ એ માળા "The Hindu View of Life" (હિંદુ જીવનદૃષ્ટિ) એ નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ ચૂકી છે. હિંદુધર્મની વ્યાપક અને વિશાળ જીવનદૃષ્ટિ જગત આગળ આ પુસ્તકે જે છટા અને ગૌરવથી અર્વાચીન પરિભાષામાં મૂકી છે, તે જોઈને કોઈ પણ મુગ્ધ થાય એમ છે. આ વ્યાખ્યાનમાળા પૂરી થયે પ્રખ્યાત અંગ્રેજ વિચારક શ્રી. જેકસે વ્યાખ્યાતાનો આભાર માનતાં કહેલાં કેટલાંક વાકયો જોવાથી આ માળાની કેવી ભવ્ય અસર થઈ હતી એ જરામાં જણાશે. તેમણે કહ્યું :

"આ વ્યાખ્યાનો દ્વારા રાધાકૃષ્ણને આપણી આગળ હિંદુ માનસની વિશાળ આતિથ્યશીલતાનું અદ્ભુત ચિત્ર રજૂ કર્યું છે. એમનાં વ્યાખ્યાન સાંભળતાં સાંભળતાં એક શબ્દ જે અનેક વાર મને યાદ આવતો હતો તે 'આતિથ્યશીલતા' હતો. હું એને 'ઔદાર્ય' કહેત; પરંતુ, મને લાગે છે કે, 'આતિથ્યશીલતા' શબ્દમાં 'ઔદાર્ય'નો ભાવ તો આવી જાય છે ને તેથી ઘણું વિશેષ પણ. એનો અર્થ ભાવનાનું ઊંડાણ ને દૃષ્ટિની વિશાળ વ્યાપકતા એવો છે. એમને એમણે હિંદુધર્મનાં લક્ષણો તરીકે વ્યાખ્યાનોમાં બતાવ્યાં છે. આતિથ્યશીલતા એટલે આવી ચડેલા સાધુ અતિથિને માત્ર આશરો કે સંરક્ષણ આપવું એટલું નહીં. હિંદુ માનસની આતિથ્યશીલતા એટલે હિંદુધર્મ સ્વીકારનારના માનસની કેળવણી, તેનામાં જ્ઞાનોદ્દીપન,— અને તે એવી રીતે કે જેને માટે તે તૈયાર ન હોય તેવું કાંઈ પણ તેના પર જોરથી લાદ્યા વિના. આવી આતિથ્યશીલતા હિંદુધર્મનું લક્ષણ છે.

"એમનાં વ્યાખ્યાનો સાંભળતી વખતે નવા કરારમાંથી આ શબ્દો મને યાદ આવ્યા : 'મારા પિતાના ઘરમાં અનેક ખંડો છે.' આધ્યાત્મિક ઉદારતાનો નવો જ અર્થ મારા મગજમાં સ્ફુર્યો. કેટલીક વાર તો મને એવું કહેવા મન થઈ આવતું, 'તું તો મને હિંદુ થવા લલચાવે છે!' પરંતુ જે મુદ્દાઓ મને હિંદુ થવા

લલચાવતા હતા તે જ મુદ્દા કોક દહાડો, હું ખ્રિસ્તી છું, એમ કહેવાની ગૌરવાન્વિત હિંમત આપશે એમ મને લાગ્યું."

"હિંદુ જીવનદૃષ્ટિ"નો સાર આપવાનું અહીં સ્થાન નથી. કોક દહાડો આપણા સાહિત્યમાં તે અનુપમ ગ્રંથ આખો જ ઊતરશે એવી આશા રાખીએ.*

ઇંગ્લંડનું કામ પરવારી રાધાકૃષ્ણનને અમેરિકા જવાનું થયું. હાર્વર્ડ વિદ્યાપીઠે ફિલસૂફીનું સંમેલન ભર્યું હતું તેમાં રાધાકૃષ્ણન જાય, એમ કલકત્તા વિદ્યાપીઠ તરફથી કહેણ આવતાં, જુલાઈ, ૧૯૨૬માં તે બારોબાર અમેરિકા પહોંચ્યા. ત્યાં પણ તેમનું આતિથ્ય અને આદરમાન ઇંગ્લંડ જેવું જ ભવ્ય અને ઉદાર થયું. અનેક સભાઓ અને મંડળોમાં તેમને વ્યાખ્યાનો આપવાનાં નોતરાં મળ્યાં. તેમાંનું ચિકાગો વિદ્યાપીઠનું એક નોતરું નોંધપાત્ર હતું. તેના આશરા નીચે એમણે એક વ્યાખ્યાનમાળા ('હાસ્કેલ ટ્રસ્ટ' માળા) આપી; પરંતુ તે હજી પુસ્તકાકારે છપાઈ નથી. આ વ્યાખ્યાનો પણ "હિંદુ જીવનદૃષ્ટિ" જેવાં જ આકર્ષક નીવડ્યાં. લોકો મંત્રમુગ્ધ થઈને તે સાંભળતા એમ ત્યારનાં છાપાંમાં ઉલ્લેખ છે.

રાધાકૃષ્ણન કશી જાતના ટાંચણ કે લખાણની મદદ વગર સીધું વ્યાખ્યાન આપે છે. અને અંગ્રેજી તો એવું અસ્ખલિત અને ઉત્તમ કક્ષાનું બોલે છે કે મોટા મોટા અંગ્રેજ વિદ્વાનો પણ તેનાથી ચકિત થાય છે. અગાઉથી ખૂબ પ્રયત્ન કરીને લખનાર પણ જેવું વ્યાખ્યાન, જેવી ભાષા કે શૈલી ન નીપજાવી શકે, એવી ભાષા, એટલું ઊંડાણ અને એવું ઉદાત્ત વ્યાખ્યાન-વસ્તુ રાધાકૃષ્ણન, વિના કશા ટાંચણ, સભાને પીરસે છે. સ્થિર ને સૌમ્ય મુખમુદ્રા રાખી, શરીરના કશા ખાસ હલનચલન વગર, તેઓ એકસરખે પ્રવાહે પોતાની વાણી કાઢે છે. ઊભા થાય તે બેસે ત્યાં સુધી તેમની વિચારધારા, અને તેથીયે અદ્ભુત તો એમની શબ્દધારા, એક

---

*હવે તેનું ગુજરાતી ભાષાંતર "હિંદુ જીવનદર્શન" (નવજીવન) નામે પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે.

ગતિએ ફુવારાની માફક ઊડયે જાય છે. આ વસ્તુ રાધાકૃષ્ણનમાં જોઈને સૌ કોઈ અંજાય છે એમાં નવાઈ નથી.

ઑકસફર્ડમાં વ્યાખ્યાનો આપ્યાં ત્યારે તે જ દિવસોમાં ત્યાંની વિદ્યાપીઠની હોડીની શરત ચાલતી હતી. આ શરત ત્યાંના જીવનમાં એક ભારે હેલ્લારાની ગણાય છે. આખા વિદ્યાપીઠ એ શરત જોવા માટે ખાલી થઈ જાય છે. પરંતુ રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનોનું આકર્ષણ એવું તો પ્રબળ હતું કે, તે દહાડાઓમાં પણ ન બનવા જોગ બનતું: આખો ઓરડો ઠસોઠસ ભરાઈ જતો! શ્રી. જૅકસે આભાર માનતાં આ વાતનો ઉલ્લેખ કરીને કહ્યું, "મારી જેમ જેઓએ નદીતટે જવાનું છોડી આ વ્યાખ્યાનોમાં આવવાનું પસંદ કર્યું છે, તેમની એ પસંદગી ડહાપણભરેલી છે."

અમેરિકામાં પણ આવી જ અનુપમ અસર થઈ. અમેરિકાના એક પત્રમાંથી શ્રી. મજુમદારે એક ઉતારો ટાંકયો છે તેમાંથી થોડુંક સૂચન પૂરતું અહીં ઉતારું છું: "પ્રો. ડયૂઈ વ્યાખ્યાનના પ્રમુખ હતા. રાધાકૃષ્ણનને જે તાળીઓનો આવકાર મળ્યો એના કરતાં કયાંય ભારે ધન્યવાદનો વરસાદ વરસ્યો. તેનો સ્વીકાર સૂચવતાં રાધાકૃષ્ણન પોતાની બેઠકમાંથી બે ત્રણ વાર ઊઠયા. સભા પૂરી થયા પછી સૌના મોંમાંથી પ્રશંસાનો ગુંજારવ નીકળતો હતો."

આ વ્યાખ્યાનોનું આકર્ષણ રાધાકૃષ્ણનની વ્યાખ્યાનશૈલી ને છટાદાર ભાષા છે એમ ઉપર હું કહી આવ્યો. પરંતુ એ તો એની સ્થૂળ બાજુ જ છે. ખરું આકર્ષણ તો રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનોનું ઉદાર અને ભવ્ય વસ્તુ છે. એ વસ્તુ એમના આખા જીવનકાર્યમાં અનેકવિધ રૂપે પ્રગટ થાય છે. એને માટે એમને જો કોઈ ઉપાધિ આપવી ઘટે તો હું એમને 'સર્વધર્મસમભાવના પંડિત' કહી સંબોધું. રાધાકૃષ્ણનના સાક્ષર જીવનનો નોંધવા જેવો પહેલો પ્રયત્ન રવીન્દ્રનાથનાં કાવ્યોનો અભ્યાસ ગણાય. એ અભ્યાસમાં એમણે જે જોયું તે જ તેમણે પોતાની ખાસ રુચિના વિષય ફિલસૂફીમાં પણ જોયું હતું. અને એને જ એમણે પોતાનું જીવન સમર્પ્યું લાગે છે. એમનો કોઈ ગ્રંથ જુઓ, વ્યાખ્યાન કે પ્રવચન જુઓ; સર્વ

જગાએ ઉદાર અને વ્યાપક સમભાવનો જ આ સૂર એકસરખો પ્રગટ થાય છે; એમના અભ્યાસ, ચિંતન તથા મનનનું આ જ એક આરાધ્ય છે. રવીન્દ્રનાથની ૭૦મી વર્ષગાંઠના ઉત્સવ પર (ડિસેમ્બર, ૧૯૩૧) કલકત્તામાં એમણે વ્યાખ્યાન આપતાં કવિવરના કાર્યનાં ત્રણ મૂળતત્ત્વો ગણી બતાવ્યાં હતાં: "(૧) અધ્યાત્મ અંતિમ સત્ય છે અને તેને પામવા માટે સત્યનિષ્ઠા અને આંતર જીવનનું ઘડતર જોઈએ. (૨) કેવળ નેતિવાદ કે સંન્યાસથી સાર્થક્ય નથી; પરંતુ પવિત્ર અથવા પરિપૂર્ણ જીવનના વિકાસની જરૂર છે. (૩) પતિત અને દલિત સુધ્ધાં સર્વ પ્રત્યે સમભાવની પ્રત્યક્ષ ભાવના હોવી જોઈએ."

આ ત્રણ મુખ્ય તત્ત્વો ગણાવીને એમણે છેવટે કહ્યું, "આજ જ્યારે અનેક જૂની વસ્તુઓ જવા લાગી છે ને હજારો નવી જાગવા મંડી છે, તેવા સંધિકાળમાં એક એવો હિંદી નેતા આપણને મળ્યો છે કે જે આ સાચી જીવનદૃષ્ટિઓ પર જોર દે છે, એ સંતોષની વાત છે." આ હિંદી નેતા એટલે કવિવર તો પ્રત્યક્ષ છે; પરંતુ રાધાકૃષ્ણને ગાંધીજીને પણ ખ્યાલમાં લઈને આ છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું હોય તો નવાઈ નહિ. કારણ કે કવિવર જો સમભાવના કવિ છે, તો ગાંધીજી સમભાવના પેગંબર છે. કવિએ જે ગાયું છે તેને આજના વિષમ અને જટીલ જગતમાં પ્રત્યક્ષ કરવા મથનાર પેગંબર સમા ગાંધીજી છે. આપણા આ બેઉ મહાપુરુષોની જાણ અને કીર્તિ પશ્ચિમમાં થઈ, તેમાં એ જ કારણ હતું કે, તેઓ પશ્ચિમમાં અધ્યાત્મ–ભૂખને ભાગનારો સંદેશો આપે છે. અને એ જ કારણે રાધાકૃષ્ણનને પણ તેઓ આવકારે છે. તે વિદ્વાન અધ્યાપક રહ્યા; એટલે એમનું સન્માન વિદ્યાપીઠો ને વિદ્વાનોમાં થાય એ સ્વાભાવિક જ હતું. આપણું અહોભાગ્ય છે કે, આપણા સમકાલીનોમાં સમભાવનો કવિ, સમભાવનો પેગંબર, અને સમભાવનો પંડિત ત્રણે છે, અને તેઓ આપણા દેશના છે.

૧૯૨૬ ના ડિસેંબરમાં રાધાકૃષ્ણન અમેરિકાથી ઘેર પધાર્યા. આ વખતે એમની કદર સવિશેષ થવા લાગી. આંધ્ર યુનિવર્સિટી આ અરસામાં સ્થપાઈ હતી, તેણે ૧૯૨૮માં રાધાકૃષ્ણનને ડી.

લીટ. ની પદવી એનાયત કરી; અને ત્યાર બાદ (૧૯૩૧–૩૬ સુધી) એમને તે વિદ્યાપીઠના કુલનાયક તરીકે પણ નીમવામાં આવ્યા. ૧૯૨૮માં ઑક્સફર્ડની માન્ચેસ્ટર કૉલેજમાં તુલનાત્મક ધર્મશાસ્ત્રના અધ્યાપકની જગા ખાલી પડી. લૉર્ડ હૅલ્ડને તે જગા માટે રાધાકૃષ્ણનનું નામ સૂચવ્યું અને સૌને તે ગમ્યું. પરંતુ રાધાકૃષ્ણન તે વખતે હિંદ છોડી નવું કામ લઈ શકે એમ નહોતું. એટલે ઑક્સફર્ડના અધિકારીઓએ તેમની નિમણૂકનો સમય લંબાવ્યો, કેમ કે તેઓ એમને છોડવા માંગતા નહોતા. પરિણામે, ૧૯૨૯ના ઑક્ટોબરમાં રાધાકૃષ્ણન પાછા વિલાયત પહોંચ્યા.

આ વેળા તે અધ્યાપકને કામે ગયા હતા. ત્યાં એમણે બે મહત્ત્વની વ્યાખ્યાનમાળાઓ આપી; તેમાં 'હિબર્ટ વ્યાખ્યાનમાળા' ખાસ નોંધવી જોઈએ. આ માળા ફિલસૂફી અને ધર્મની એક નામાંકિત વ્યાખ્યાનમાળા છે. મૅક્સમૂલર, બર્ગસન અને અનેક એવા પ્રખ્યાત વિદ્વાનો આ માળાના વ્યાખ્યાતાઓ થઈ ગયા છે. તેવી માળામાં વ્યાખ્યાન આપવાનું માન મળવું એ નાનુંસૂનું ન ગણાય. અને એ માન મેળવનાર હિંદી તરીકે રાધાકૃષ્ણન પહેલા જ હતા એ તેમાં વિશેષ વાત હતી. (ત્યાર બાદ એ માન કવિવરને પણ મળ્યું છે.) આ વ્યાખ્યાનોનો વિષય "તત્ત્વશુદ્ધ જીવનદૃષ્ટિ" હતો. અગાઉ તેમણે હિંદુ જીવનદૃષ્ટિ સમજાવી હતી. આ વેળા તેમણે વ્યાપક અને સર્વસામાન્ય દૃષ્ટિકોણથી જીવનને વિચાર્યું. આ વ્યાખ્યાનમાળા પણ પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ છે. આશા રાખીએ કે, કોક દહાડો તેને પણ આપણા સાહિત્યસેવકો ગુજરાતીમાં ઉતારે એવી આપણી ભાષાસમૃદ્ધિ વધશે. એ ગ્રંથ તત્ત્વની સૂક્ષ્મતામાં વધારે ઊંડે ઊતરે છે — ઊતરે નહિ તો જ નવાઈ ગણાય. એમ કહીએ તો ચાલે કે, એ ગ્રંથ એમની ફિલસૂફીના સારરૂપ છે. જીવન, ધર્મ અને સત્યની આત્યંતિક સમજ શી હોઈ શકે એ એમણે એ વ્યાખ્યાનોમાં નિરૂપ્યું છે. અને તે કરવા સારુ, પશ્ચિમે જે વૈજ્ઞાનિક પદ્ધતિ ખીલવી છે તેનો આશરો લેવામાં આવ્યો છે એ એની ખાસ વિશેષતા ગણાય. બીજું વ્યાખ્યાન તેમણે 'જોવેટ

વ્યાખ્યાન ટ્રસ્ટ'નું આપ્યું. આ વ્યાખ્યાનનો વિષય 'પૌર્વાત્ય ને પાશ્ચાત્ય ધર્મદૃષ્ટિ' હતો. આ વ્યાખ્યાન તથા તે સમયે તેમણે બીજે સ્થળે આપેલાં પ્રવચનો એ બધાં ભેગાં એક પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં છે. (East and West in Religion.) આમાં એમની સર્વધર્મસમભાવની દૃષ્ટિ ઉત્તમ રીતે જોવા મળે છે. ધર્મ એ સંસ્કૃતિ સમગ્રનો સર્વશ્રેષ્ઠ વિપાક છે; તેનાં અંગેઅંગમાં ઓતપ્રોત રહેનાર તત્ત્વ છે. અને એ રીતે નિહાળીએ તો આજની સંકુચિત ધર્મદૃષ્ટિઓ ધર્માભાવ બતાવનારી છે. ધર્મ અને જીવન વચ્ચે વિસંવાદ નથી, પણ અભેદ હોવો જોઈએ; એક બીજાથી શોભે છે ને એકના વગર બીજું કરમાઈ જઈ નિષ્પ્રાણ થાય છે. વિજ્ઞાન પણ ધર્મવિમુખ ન થઈ શકે; તેમ થવાથી આજ જગતમાં ઝઘડા ને દુઃખો જન્મ્યાં છે. વિજ્ઞાને બુદ્ધિને ચાલના આપી, પણ ધર્મે મનુષ્યત્વને તેની સાથે ન ચલાવ્યું. તેથી આજના યુગનું એ વિસંવાદજન્ય, મોટામાં મોટું ને મુખ્ય વિપત્કારણ નીપજ્યું છે. આવાં આવાં વિધાનોનું સચોટ અને માર્મિક કથન આ પુસ્તકમાં આપણને મળે છે. પશ્ચિમવાસીઓને જ તેમના મોઢા ઉપર તેમની સંસ્કૃતિની સાફસાફ વાત કરવા પ્રખર તત્ત્વનિષ્ઠા ને સત્યપ્રેમ જોઈએ : રાધાકૃષ્ણને એ બેની માત્રા આ ગ્રંથનાં વ્યાખ્યાનોમાં પ્રશસ્ય કોટિની બતાવી છે. આ જ અરસામાં એમની નાનકડી ચોપડી 'કલ્કી' બહાર પડી છે, જેમાં પણ આ જ મોટો મુદ્દો વિલક્ષણ સંક્ષેપથી તેમણે ચર્ચ્યો છે.[1]

૧૯૩૦ના જુલાઈમાં પોતાના અધ્યાપકપદનું કામ પૂરું કરી રાધાકૃષ્ણન પાછા દેશ પધાર્યા. આ વખતે કલકત્તા વિદ્યાપીઠનું એમનું અધ્યાપકપદું પૂરું થતું હતું. પરંતુ તે વિદ્યાપીઠે એ પદે તેમની આજીવન નિમણૂક કરી, એ એમની મહત્તાની અદ્વિતીય કદર હતી. ૧૯૩૧માં સરકારે 'સર'નો ઇલ્કાબ આપી, પોતાની રીતે તેમની કદર કરી. આંધ્ર વિદ્યાપીઠે તેમને પોતાના કુલનાયક બનાવ્યા અને તે તરીકે હવે તેમને માથે નવી જવાબદારી

૧. આ પુસ્તકનું ભાષાંતર ગૂજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડી ચૂક્યું છે.

આવી. એક આંધ્રપુત્ર તરીકે આ માન એમને ખાસ વહાલું લાગ્યું હશે. અહીં આગળ રાધાકૃષ્ણનની કારકિર્દીનું એક ચંદ્ર-કંલક બતાવવું જોઈએ. તેમની આ આખી અનુપમ કારકિર્દી પરભાષા દ્વારા ઝળકે છે એ આજના જમાનામાં કલંક જ ગણાય. રવીન્દ્રનાથે પોતાની માતૃભાષા મારફતે કામ કર્યું,--ભલે અંગ્રેજી પણ વાપર્યું. તેમ, રાધાકૃષ્ણન તેલુગુમાં લેખક છે એમ જાણમાં આવ્યું નથી. એમની વિદ્વત્તા ને સત્યારાધનાનું ફળ એમની જ ભાષા નથી પામી એ આપણા ઉચ્ચ શિક્ષણ પર કેવડી મોટી ટીકા છે! ગયા જમાનાનો વિદ્વાન આ દુઃખ સમજી શકતો નહિ. પરંતુ રાધાકૃષ્ણનની ખૂબી જ એ છે કે, તે એમના અભ્યાસને જોરે પોતાને કદી વાસી થવા દેતા નથી. એમની દૃષ્ટિમાં જે જાગૃતિ ને દીર્ઘદર્શિતા છે તે એમના વિચારોને સર્વકાલીનતા બક્ષે છે. આજ જ્યારે સ્વભાષાની કદર જોર પર આવવા લાગી છે, ત્યારે શ્રી. રાધાકૃષ્ણનના આ વિષેના વિચારો જાણવાની સૌ કોઈને ઉત્કંઠા થાય.*

---

* ડિસેમ્બર, '૨૭ના આંધ્ર વિદ્યાપીઠના પદવીદાન-સમારંભના વ્યાખ્યાનમાં આ સંબંધી તેમણે નીચે પ્રમાણે જે કહ્યું હતું, તે અહીં જોવા જેવું છે:

"મને ખબર છે કે, તેલુગુ ઉપર વધારે ધ્યાન આપવા અને બને તો તેને પદવીના અભ્યાસની પણ પરીક્ષા અને શિક્ષણનું માધ્યમ બનાવવા આપણે આતુર છીએ. આ અતિ ઇષ્ટ સુધારો ભારે સાવધાનીની સાથે કરવાનો છે. (નામ૦ શાસ્ત્રીઆરે આ સંબંધી આવું જ કાંઈક થોડા માસ ઉપર કહેલું તે વાચકને યાદ હશે.) અંગ્રેજી ભાષા આંતરરાષ્ટ્રીય વેપાર અને વિચારોની જ ભાષા નથી, પરંતુ તે હિંદની પ્રજાને ઘડનારું એક મુખ્ય અંગ છે. અંગ્રેજીનો અભ્યાસ જો પૂરતા ઉચ્ચ ધોરણનો ન હોય, તો નોકરીઓ ખોળવામાં આપણા વિદ્યાર્થીઓને ગેરલાભ થવા સંભવ છે; અને ગમે તેમ તોય, એ કાંઈ ઓછા મહત્ત્વની વાત નથી. યુનિવર્સિટીના શિક્ષણના વેપારી મૂલ્યને માન આપવું પડે એવી દશા જગતમાં એકલા હિંદની જ નથી." (Freedom & Culture PP. ૧૩-૪.)

આપણી સરકારી વિદ્યાપીઠોમાં સામાન્ય ધારો એ જણાતો લાગે છે કે, કુલનાયકપણું પંડિત કરતાં રાજદ્વારી પુરુષને પહેલું અપાય છે. કેટલીક વાર તો, જેમ કે આજ મુંબઈમાં, માત્ર રાજદ્વારી કારણે પણ માણસને આ મોટી વિદ્વત્તાની પદવી અપાય છે. શ્રી. રાધાકૃષ્ણનની આંધ્ર વિદ્યાપીઠના કુલનાયકની નિમણૂક એ રીતે નવી ભાત પાડનારી ગણાય. યુક્ત પ્રાંતમાં ગંગાનાથ ઝાની નિમણૂક પણ આ જ અરસામાં થઈ હતી. સરકારે જૂની પ્રાંતસ્થ વિદ્યાપીઠોથી ભિન્ન એવી એકસ્થ (unitary) વિદ્યાપીઠો સ્થાપવાનું ધોરણ સ્વીકાર્યું હતું: આંધ્ર વિદ્યાપીઠ એ નવી જાતની હતી. તેના કુલનાયક થવાની સાથે રાધાકૃષ્ણન પાસે નવી જવાબદારી આવી. અત્યાર સુધી તે અધ્યાપક હતા, તેના કામમાં જ મશગૂલ રહેતા; હવે તેમને શિક્ષણનું તંત્ર ચલાવવાનું અને દોરવાનું કામ આવ્યું. હિંદની અનેક વિદ્યાપીઠો એમને પોતાના પદવીદાન પ્રસંગે વ્યાખ્યાન આપવા નોતરવા લાગી. આ વ્યાખ્યાનો 'સ્વાતંત્ર્ય અને સંસ્કારિતા' (Freedom and Culture) એ નામથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં છે. તે જોઈએ તો આપણને જણાય કે, રાધાકૃષ્ણનની વિદ્યાપીઠની કલ્પના (તેનું કાર્યક્ષેત્ર, તેની ઉદારતા, રાષ્ટ્રજીવનમાં તેનું આવશ્યક સ્થાન, વગેરે) કેટલી ભવ્ય અને ઉદાત્ત છે. એ કસણીએ કસી જોતાં, ભાગ્યે જ આપણી એકે વિદ્યાપીઠ તે નામને યોગ્ય ઊતરે.

આ જમાનો આપણા ૧૯૩૦–૩૪ના મહાન સ્વાતંત્ર્ય-યુદ્ધનો હતો. દેશની જનતા અને ખાસ કરીને યુવકવર્ગ સામે એક મોટી માગણી ધરવામાં આવી હતી. વિદ્યાપીઠો તો સંસ્કૃતિની પૂજારી ગણાય. એમની વૃત્તિ આ મહાન પ્રસંગે કેવી હતી એ ચર્ચવાનું આ સ્થાન નથી. પરંતુ તે જ ગાળામાં એક વિદ્યાપીઠના અધિષ્ઠાતા તરીકે રાધાકૃષ્ણન કઈ વૃત્તિવાળા હતા એ જાણવું રમૂજી થાય. એવા જિજ્ઞાસુ માટે ઉપરનાં વ્યાખ્યાનો એ રીતે ખપની સામગ્રી ગણાય.

એ નાનકડા પુસ્તકમાં રાધાકૃષ્ણનના રાજકીય, સામાજિક તથા સાંસ્કૃતિક વિચારો પણ આપણને જાણવા મળે છે. હિંદના યુવકોને, પોતપોતાની વિદ્યામાતા પાસેથી સમાવર્તન લેતી વખતે,

સંબોધનનાં એ વ્યાખ્યાનો છે. તેમના મનમાં ઊછળી રહેલા ભાવોનું યથાતથ દિગ્દર્શન કરાવવા ઉપરાંત, આપણી સંસ્કૃતિના અભિમાની અને અર્થવાહક તરીકે, તેમને જે ચેતવણી, સાવધાની અને જવાબદારીની દીક્ષા તેઓ આપે છે, એ વાંચીને ૧૯૩૦–૩૪નાં આપણાં મહાન વર્ષોની છાપ રાધાકૃષ્ણન ઉપર સ્પષ્ટ જોઈ શકાય છે. તે ગાળામાં ગાંધીજીનું નામ લેવું ને તેમનાં યશોગાન કરવાં એ જ એક ગુનો ન હતો? સરકારી આંખમાં આવવા સમાન નહોતું? પરંતુ રાધાકૃષ્ણને વિદ્યાપીઠોના યુવકોને એમનું નામ લઈને સંબોધ્યાના દાખલા પણ એ વ્યાખ્યાનોમાં[1] વાચક જોશે. હિંદની જનતાનો સમગ્ર પ્રશ્ન મૂળે સાંસ્કૃતિક છે, અને માત્ર એકાંગી રાષ્ટ્રવાદરૂપી જગતમાં જે એક પાપ જન્મ્યું છે, એમાંથી હિંદે બચવું જોઈએ; એનાં અહોભાગ્ય છે કે, હિંદનો નેતા સત્ય અને અહિંસા આગળ બીજી સર્વ વસ્તુ તુચ્છ સમજીને ચાલનારો છે; આ પ્રકારનો આદર્શવાદ આપણી વિદ્યાપીઠોમાં સમજ- અને શ્રદ્ધા- પૂર્વક કેળવાવો જોઈએ; એ કેળવણીની ઉત્તમોત્તમ સંસ્થા વિદ્યાપીઠો નહિ બને તો કોણ બનશે? — આ જાતનો ઉદાત્ત ખ્યાલ રાખીને આપણા પ્રશ્નની તાત્ત્વિક છણાવટ રાધાકૃષ્ણનનાં આ વ્યાખ્યાનોમાં મળે છે. એ વ્યાખ્યાનો અંગ્રેજીમાં છે, એટલે આજે તો ગુજરાતી વાચકને અગમ્ય છે.

૧૯૩૧માં તેમને રાષ્ટ્રસંઘની બૌદ્ધિક સહકાર માટેની સમિતિમાં જુદાજુદા અનેક દેશોના વિખ્યાત વિદ્વાનો સાથે નીમવામાં આવ્યા. આ સમિતિમાં તેમણે ૧૯૩૧ થી ૧૯૩૯ સુધી કામ કર્યું, અને તે અંગે દરવર્ષે તેની સભાઓમાં તેમને જિનેવા જવાનું થતું.

૧૯૩૬માં શ્રી. સ્પૉલ્ડિંગ નામના ગૃહસ્થે ઑક્સફર્ડમાં ‘પૌર્વાત્ય ધર્મો અને નીતિશાસ્ત્ર’ એ વિષય પર એક અધ્યાપકપદ સ્થાપ્યું. અને તરત જ તે પદના પ્રથમ અધિકારી તરીકે રાધાકૃષ્ણનને આવવા વિનંતી કરવામાં આવી. એટલે રાધાકૃષ્ણન આંધ્ર

---

૧. જેમ કે Freedom & Culture પા ૧૦૭ જુઓ.

યુનિવર્સિટીનું કુલનાયક પદ છોડીને ૧૯૩૬માં ઑક્સફર્ડ પહોંચ્યા. કલકત્તા યુનિવર્સિટીનું અધ્યાપકપદ તો ચાલુ જ હતું; એટલે એવી વ્યવસ્થા વિચારવામાં આવી કે, તે પોતાનો સમય ઑક્સફર્ડ અને કલકત્તા વચ્ચે — એક સત્ર અહીં અને બે સત્ર ત્યાં એમ — વહેંચી આપે. આ વ્યવસ્થા બીજું યુરોપીય યુદ્ધ ફાટી નીકળ્યું ત્યાં સુધી ચાલુ રહી. જોકે, લડાઈ દરમ્યાન પણ તેમનું ઑક્સફર્ડનું અધ્યાપકપદ ચાલુ જ રાખવામાં આવ્યું, પણ સામાન્ય પરિસ્થિતિ પાછી ન સ્થપાય ત્યાં સુધી તેમને તેમના કામ ઉપર હાજર થવામાંથી મુક્તિ આપવામાં આવી હતી. ઑક્સફર્ડના આ અધ્યાપક-પદ માટેની પહેલી નિમણૂક પાંચ વર્ષ માટે હતી. પણ પછી તેમાં સુધારો કરીને તેમને ૧૫ વર્ષ માટે તે અધ્યાપકપદ આપવામાં આવ્યું છે. એ અધ્યાપકપદના કામનો પ્રારંભ કરતાં જે વ્યાખ્યાન તેમણે આપ્યું, તેનો જ આ પુસ્તક અનુવાદ છે. આ વ્યાખ્યાન આમ જોતાં તો સાવ નાનકડું છે; પરંતુ જે વિહંગદૃષ્ટિથી આખી યુરોપીય ફિલસૂફી ને સંસ્કૃતિનું તેમાં અવલોકન કરવામાં આવ્યું છે, અને અંતે હિંદ શું કહેવા માગે છે, હિંદનું તત્ત્વજ્ઞાન કઈ વસ્તુને સમર્થનાર છે, તે જે સંક્ષેપથી બતાવ્યું છે, એ આ વ્યાખ્યાનની મોટી આકર્ષક વસ્તુ છે. આટલાં થોડાં પાનાંમાં આવડા મોટા વિસ્તારને પહોંચી વળવું એ કામ રાધાકૃષ્ણન જેવા ઊંડા અભ્યાસી અને તત્ત્વને પામી ગયેલા પંડિત જ કરી શકે. આજના જગતનો પ્રશ્ન શો છે એ નિરૂપનારા તો યુરોપમાં પણ ઓછા નથી પડ્યા. તે બધા અને રાધાકૃષ્ણનમાં જો સૌથી મોટો ને ધ્યાનપાત્ર ફરક હોય, તો તે એ છે કે, કેટલાય યુરોપીય સમીક્ષકો નિરાશાવાદી બનીને આ કામ કરે છે; ત્યારે રાધાકૃષ્ણન ભારે આશાવાદી તરીકે આપણા આજના દુઃખનો વિચાર કરે છે. બલ્કે, એ વિચાર તે એટલા જ માટે ઊંડે જઈને કરે છે કે, જેથી આપણી સમજ ઊઘડે, આપણે જાગીએ, અને આપણા પુરુષાર્થને જાગ્રત કરીએ. એમનું આપણા દુઃખનું નિરૂપણ વાંચતાં આપણને સ્ફૂર્તિ, જોર અને પ્રેરણા મળે છે. એ બીના વસ્તુ-નિરૂપણ કરવાની તેમની શૈલીને આભારી છે તેના કરતાં, તેમના આશાવાદી હૃદય

અને મંગળની અમર શ્રદ્ધાને વિશેષ આભારી છે. ચારે કોર ઝઘડતા ને ખાવા ધાતા કલહમય જગતમાં આવી આશા ને આવી મંગળ શ્રદ્ધા હોવી, એ વિરલ કહેવાય. એક જગાએ એમણે કહ્યું છે: "કોમી વેરઝેર, વધતું જતું આંતરપ્રાંતીય વૈમનસ્ય, બેકારી, આર્થિક અસ્થિરતા અને હરીફાઈના દબાણનાં દુઃખો, તથા સુખપ્રાપ્તિની તકોની જ્ઞાનપૂર્વક ઉપેક્ષા — આ બધાથી ભરેલા જગતમાં આપણે વસીએ છીએ એ ખરું. આ બધું જોઈ તેનાથી અસર ન પામવું એ તો બુદ્ધિની જડતા કે મનુષ્યની મંગળવૃત્તિમાં અશ્રદ્ધા હોય તો જ બને. પણ, સારે નસીબે આ બે વસ્તુઓ વિરલ દેખાય છે. એટલે, નિરાશ થવાનું કારણ નથી." આ નાનકડા વ્યાખ્યાન પરથી પણ વાચક આ વસ્તુ તો જોઈ શકશે, એટલે એનો વધારે વિસ્તાર કરવાની જરૂર નથી.

અને રાધાકૃષ્ણનનો આ અમર આશાવાદ અને માનવનિષ્ઠા મૂળે તેમનાં ધર્મનિષ્ઠા અને તત્ત્વદર્શનને આભારી છે. આશાવાદીઓ તો અનેક મળી આવે; પરંતુ જેમની આશા ખડકને પાયે ન નંખાઈ હોય તે આંધી આવતાં ડગે જ. રાધાકૃષ્ણનની શ્રદ્ધા અને અમર આશા તેમની ધર્મનિષ્ઠા અને તત્ત્વદૃષ્ટિના અચળ ખડક પર રોપાયેલી લાગે છે. એનાં મૂળ આત્માના અમરત્વમાં નંખાયેલાં છે. એમની ધર્મભાવના કાલવિશેષ, પુરુષવિશેષ કે ગ્રંથવિશેષ નથી; માનવ જીવાત્માનો સ્વભાવ જ ધર્મભાવના છે એવું પામી ગયેલા તે પુરુષ છે. એક રીતે જુઓ તો, આજ આખા સુધરેલા કહેવાતા જગતનો વિચાર ધર્મવિમુખતા તરફ વળતો જાય છે. અનેક વાદો એવાં એવાં રૂપ લઈને જન્મતા જાય છે, કે જે ધર્મની જગા પચાવી પાડે. અને માનવહૃદય પણ આજ એવું દુઃખમય થઈ ગયેલું છે કે તેને, પરુષતા આવી જઈ,— મંગળમૂર્તિ પ્રભુ જેવી વસ્તુ જ ક્યાં છે? ધર્મ જ ક્યાં છે? હોય તો આવી ગેરવ્યવસ્થા હોત?—એમ જ પ્રશ્ન થાય છે. એવી ભૂમિકામાં નિરીશ્વરવાદોને જન્મવાનો ને જામવાનો કેવો સુકાળ મળે એ વર્ણવવાની જરૂર નથી. પરંતુ, માનવહૃદય કદી શૂન્યતા

કે નગ્નવાદ પર નિર્ભર રહી શકતું નથી. એટલે, બીજી બાજુથી વિજ્ઞાને જે કાંઈક ચોક્કસ જ્ઞાનદાન કર્યું છે, તેના પરથી પશ્ચિમે પોતાની તત્ત્વદૃષ્ટિ પણ આગળ દીર્ઘાવી છે. પશ્ચિમમાં બીજું કાંઈ નહિ તોય અથાક જીવનશક્તિ તો છે, એ સૌ કોઈ જોઈ શકે છે. એટલે, ગમે તેમ છતાં જોરથી હાથ હલાવીને પોતાની જીવનશક્તિનો પરચો તેણે આપ્યો જ છે, અને બીજી કોઈ નહિ તોય જીવન વિષેની પોતાની શ્રદ્ધા તો નથી જ જવા દીધી. આ વિજ્ઞાનવિભૂતિથી તેને પાર્થિવ રિદ્ધિસિદ્ધિ ઓછી નથી સાંપડી. એને આધારે તેણે સત્યધર્મના અનેક ને વિવિધ અવેજો ઊભા કર્યા છે. ગમે તેવી પણ ધર્મ કે જીવનની ઉદાત્તતાની કલ્પના માનવને હોય જ છે, એનો આથી સચોટ બીજો શો પુરાવો હોઈ શકે ? પશ્ચિમના પ્રકૃતિવાદ, નાસ્તિકવાદ, અજ્ઞેયવાદ, શંકાવાદ, સાપેક્ષવાદ, પરિણામવાદ (Pragmatism), માનવનિષ્ઠાવાદ, આધુનિકતાવાદ (modernism) આ બધા તેની સત્યધર્મની શોધના પ્રકારો છે. બીજી બાજુથી અનેક પ્રકારની સમાજદૃષ્ટિઓ પણ ઊભી થઈ છે, જેઓ ધર્મદૃષ્ટિને એક યા બીજી રીતે તુચ્છકારે છે, અવગણે છે, યા ઇન્કારે છે. માનવનિષ્ઠા એમ શીખવે છે કે, મનુષ્ય પોતાનું હિત સાધી શકે છે; તેણે આ જગતમાં જીવન ગાળવાનું છે એ પ્રત્યક્ષ વાત છે; એથી પર શું છે કે શું નહિ એ પંચાત શું કરવા કરો ? અહીંના જીવનને તમે સુઘડ, સુવ્યવસ્થિત, અને સુખદ કરી શકો છો કે નહિ, એ મૂળ પ્રશ્ન છે; તમને મળેલાં સાધનોમાં બુદ્ધિ સર્વશ્રેષ્ઠ છે; એ સાધનથી તમે પ્રત્યક્ષ જે જુઓ એની જ પંચાત કરો; અને એ પ્રત્યક્ષ તે આપણું જીવન છે; એને સુખદ, શાંતિપ્રદ અને આહ્‌લાદક કરવું એ આપણો જીવનાદર્શ છે; એ પ્રમાણે આપણે માનવપ્રાણીઓ કરી શકીએ છીએ એટલી નિષ્ઠા આપણામાં હોવી જોઈએ. આ જાતની સમજ આજ સુધરેલા ને ભણેલા ગણાતા ઘણા મોટા વર્ગની છે. એમ જ કહો કે, સુધરેલા જગતનો ધર્મ આવો માનવનિષ્ઠાવાદ છે. એક જમાના ને બીજા જમાનાની વચ્ચેના સંધિકાળ વખતે, આવી જાતની વાસ્તવબુદ્ધિ અને આટલી શ્રદ્ધા

કદાચ સ્વાભાવિક ફળ જ હોય. આ વાદમાંથી જ આજની સમાજ-દૃષ્ટિના અનેક વાદો ઊભા થાય છે: સમાજવાદ, સામ્યવાદ, સંહતિવાદ, પ્રજાસત્તાવાદ, પાર્લામેન્ટ-વાદ વગેરે વાદોની પાછળ રહેલી ધર્મબુદ્ધિ જો વિચારીએ, તો તે માનવનિષ્ઠાવાદના રહસ્યથી આગળ જતી લાગતી નથી. એ બધા વાદોમાં ભેદ હોય તો એટલો જ છે કે, તેમાંના કેટલાક, જૂના ધર્મઝનૂનીઓની જેમ કહે છે કે, એ જ રહસ્ય છે ને આગળ કાંઈ નથી, યા હોય તો તે વહેમમાત્ર છે; જ્યારે કેટલાક વાદો તે બાબત પોતાને લગતી ન હોઈ, જેવી હશે તેવી ખરી, એમ ગાંઠ વાળીને, એક પ્રકારના અજ્ઞેયવાદ કે શંકાવાદમાં આવીને અટકે છે.

પૂર્વની સ્થિતિ આ પાશ્ચાત્ય ગોટાળા આગળ કયા પ્રકારની છે? પોતાની અધ્યાત્મદૃષ્ટિનું અભિમાન રાખતાં છતાં, પૂર્વ એકબળ જ ન રહી શક્યું; તેની એકતા જ પ્રશ્ન થઈ પડ્યો! અને જીવનનું આત્યંતિક પામ્યાનો દાવો કરનાર તે જીવનના સ્થૂળ અંગને પણ જાળવી ન શક્યું! એવા પ્રકારના આધ્યાત્મિક દેવાળાને કાળે પશ્ચિમની પ્રજાઓ એમની જીવનશક્તિ અજમાવતી અજમાવતી આપણાં દ્વારે અને ત્યાર બાદ ઘરમાં આવી ગઈ. પ્રત્યક્ષ જીવન-વ્યવસ્થામાં આપણે હારેલા હોઈ, એમને શરણે જવા વારો આવ્યો: પૂર્વની તે રાજકર્તા થઈ. આ પ્રકારના પશ્ચિમના આપણી પરના આઘાતથી આપણે અંજાયા, પાશ્ચાત્યોના જીવનનું અનુકરણ કરવા લોભાયા, એમની શક્તિ આપણે પણ જો મેળવીએ તો આપણું કલ્યાણ થાય એવું સીધું નિગમન સ્વીકાર્યું. આ પ્રકારનો અનુકરણયુગ પૂર્વની જાગૃતિનો પ્રથમ કાળ હતો. જાપાનની યશસ્વિતા તે યુગની છે. પશ્ચિમનું પૂરું શિષ્યત્વ ગ્રહણ કરી, પૂર્વ પણ ગુરુ કરતાં ચડી શકે છે એ એ દેશે દેખાડ્યું છે. પરંતુ એ યુગની ભ્રમણા ૧૯૧૪ના યુદ્ધે ભાગી: યુરોપ પોતે જ તે જોઈ ને સમસમી ગયું. જે ફિલસૂફીઓ, વાદો, તથા વિજ્ઞાનો ૧૯૧૪નું યુદ્ધ લાવી શકે, એ નબળા જ આધારો કહેવાય; કશુંય સધ્ધર એમાં છે એમ શી રીતે મનાય? આમ ગુરુને જ પોતાના જ્ઞાનની સત્યતા વિષે શંકા થઈ છે. તે કાળે તેના

ચેલા પૂર્વની સ્થિતિનો પ્રશ્ન ઊભો થયો છે. એ પ્રશ્નનો ઉત્તર આપનાર આપણા ત્રણ સમર્થ સમકાલીન પુરુષો—ટાગોર, ગાંધી, અને રાધાકૃષ્ણન છે. એથી જ કદાચ ઑક્સફર્ડના અધ્યાપક શ્રી. જોડે રાધાકૃષ્ણનની ફિલસૂફી પર જે સુંદર ગ્રંથ લખ્યો છે તેનું નામ પાડ્યું છે—'પૂર્વનો પ્રત્યાઘાત.' એટલે કે, પશ્ચિમે પોતાની વિજ્ઞાનશક્તિ, સંગઠન તથા ફિલસૂફી દ્વારા પૂર્વ પર પ્રથમ જે આઘાત કર્યો, તેનો પ્રત્યાઘાત આ રાધાકૃષ્ણન છે. પશ્ચિમના આઘાતે પૂર્વની આધ્યાત્મિકતાની ઠેકડી કર્યા જેવું કર્યું; પૂર્વે પશ્ચિમને શરણે જઈને જાતે પણ તેમ જ કર્યું; પણ, પૂર્વની સાચી શક્તિ હવે જાગ્રત થાય છે ને પશ્ચિમ પર પ્રત્યાઘાતરૂપે વ્યક્ત થાય છે; એ પ્રત્યક્ષ કરાવવા આપણે જ ઘેર આ પૌર્વાત્ય રાધાકૃષ્ણન હવે આવે છે, એ જાતના અર્થને સૂચવતો શ્રી. જોડનો એ પુસ્તકનો ધ્વનિ છે. રાધાકૃષ્ણનનું 'તત્ત્વશુદ્ધ જીવનદૃષ્ટિ' પુસ્તક પૂર્વના આ પ્રત્યાઘાતનું મૂર્તિમંત રૂપ છે. ૧૯૨૬માં તે યુરોપ ગયા ત્યારે તેમણે હિંદુ જીવનદૃષ્ટિ યુરોપ આગળ રજૂ કરી. જ્યારે તેમને બીજી વાર નોતરું મળ્યું ત્યારે તેમણે યુરોપ ઉપર ખુલ્લો હુમલો કર્યો; તેમના વાદોને એવી ઝીણી છણાવટ કરી કરી અધૂરા બતાવ્યા કે તેઓ જ તે કબૂલતા થયા; અને આ મંડાણ ઉપર, પોતે જે વિશાળ હિંદુ જીવનદૃષ્ટિ ધરાવે છે, તે તત્ત્વશુદ્ધ આદર્શ જીવનદૃષ્ટિ છે એમ રજૂ કર્યું. કવિવર ટાગોરને એ જ વ્યાખ્યાનમાળાના વહીવટદારોએ નોતર્યા ત્યારે તેમણે 'માનવધર્મ' પર તેમને કેટલીક સ્પષ્ટ વાતો કરી. અને આજ ગાંધીજી જે પડકાર કરે છે તે પણ એ જ વિશાળ વ્યાપક ધર્મને નામે નથી?

આવો ધર્મ એક દિવ્ય વસ્તુ હોય. સામાન્ય રીતે જેને 'ધર્મ' કહેવાય છે એ આ ધર્મ નથી. એ ધર્મ તો અનેક છે; અને એક પોળનાં કૂતરાં બીજીમાં પેસે કે પેસવા જાય તો તે પોળનાં જેમ ઘુરઘુરે છે ને લડે છે, તેમ આ ધર્મો પોતાની પોળો, વાડા, ને પ્રદેશો ઊભા કરીને કરી રહ્યા છે. પ્રત્યક્ષ જીવનનાં સુખદુઃખો સાથે એ ધર્મોએ અસ્પૃશ્યતા કેળવી છે. એમનાં તંત્ર, મંત્ર અને જંત્રોમાં

તે જકડાઈને પડેલા છે; એમને જ ધર્મ માનીને ઘણા ધર્મવિમુખ થાય છે. પરંતુ ધર્મતત્ત્વ એ હૃદયગુફામાં રહેલી માનવીની અવિભાજ્ય વસ્તુ છે, તેના આત્મારૂપ છે: આ જાતની મહાન સમજનું નિરૂપણ એ રાધાકૃષ્ણનનાં લખાણોનું એક મોટું આકર્ષક અંગ છે.

અર્વાચીન માનસને ધર્મતત્ત્વ કે ઈશ્વર જેવું માનવામાં સૌથી મોટી જે મુશ્કેલી નડે છે, તે તેની વિજ્ઞાનપદ્ધતિએ સ્થૂળને નિહાળવાની પડી ગયેલી ટેવ છે. બાહ્યેંદ્રિયગમ્ય વસ્તુઓ નિહાળી નિહાળીને એની સત્યતાની કસોટી જ એ જાતની ઘડાઈ ગઈ છે: જે પ્રયોગગમ્ય નથી, જેને હરકોઈ નિહાળી ન શકે, એ હોય જ કેમ, એવી એને શંકા થાય છે. એટલે ધર્માદિ ચીજો વસ્તુશૂન્ય વિકલ્પ માત્ર જ નથી?—એવું એ માને છે કે આશંકે છે. અને આજે ધર્મોનું જે વિકૃતરૂપ તે જુએ છે, તે પરથી એની આસ્થા પણ ઊડી જાય છે. વિવેકાનંદ વિષે એક વાત છે કે, તે રામકૃષ્ણ પરમહંસ પાસે ગયા ને પૂછ્યું, 'તમે ઈશ્વર જોયો છે? મને બતાવશો?' ફિલસૂફી ભણતાં ભણતાં વિવેકાનંદને છેવટે આ પૂછવાનું સૂઝ્યું. રામકૃષ્ણે કહ્યું, "હા, બેટા, તને હું દેખાડીશ." પછી એક વાર વિવેકાનંદને એક એવો અનુભવ થયો કે જેથી તેમની ઈશ્વર-શ્રદ્ધા અચળ થઈ, પ્રત્યક્ષ વસ્તુ બની. અર્વાચીન માનસ[1] આવો જ પ્રશ્ન આજ પૂછે છે. અને એ પ્રશ્નનો સચોટ ઉત્તર રાધાકૃષ્ણન આપે છે. એ ઉત્તરનું બધું નિરૂપણ કરવાની આ જગા નથી. પણ તેની દિશાનો આછો નિર્દેશ માત્ર અહીં શક્ય છે.

પ્રથમ તો એ કહે છે, આ વિજ્ઞાનપદ્ધતિથી જે પ્રત્યક્ષ થવાની વાત કહો છો તે ખરેખર થાય છે? પદાર્થવિજ્ઞાન પૃથક્કરણ કરતાં કરતાં વિદ્યુત્કણે આવીને ઊભું છે. પરંતુ આ વિદ્યુત્કણ એક શબ્દ-નિર્દેશ જ નથી? તેથી સૂચિત વસ્તુનું સ્વરૂપ ક્યાં જણાવી શકાય છે? "આપણું ઇંદ્રિયગમ્ય જ્ઞાન સત્યાનુરૂપ છે, અને આપણી આધ્યાત્મિક ઇંદ્રિયનું જ્ઞાન તેવું નથી એમ જે માનસશાસ્ત્ર માને છે, તે વધારે પડતી

---

૧. આનો નમૂનો જોવો હોય તો મારા 'જપજી' પુસ્તકના પરિશિષ્ટમાં આપેલો ગાંધીજીનો લેખ ('ઈશ્વર છે') જુઓ.

ગૃહીતતા છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ તો, આપણી નજર આગળના જગતનો અનુભવ, કે બ્રિટિશ રાજબંધારણનો કે કર્તવ્યધર્મની ફરજનો અનુભવ, એ બરાબર ડમાસ્કસ જતાં સંત પૉલને થયેલા કે ઇટાલીના બાગમાં સંત ઑગસ્ટાઇનને થયેલા દર્શનને મળતો છે." અમુક અનુભવો ઘણાને થાય છે માટે તે માનવા, અને અમુક અનુભવો અમુક જ લોકને થાય છે માટે તેમને અવગણીને વિચાર પર ન લેવા, એ વિજ્ઞાનશુદ્ધ તર્કપદ્ધતિ નથી. અને ધર્મ કે ઈશ્વરનો અનુભવ પૂરેપૂરો અમુકને ભલે થતો હોય; પરંતુ શંકા, પ્રશ્ન, નાસ્તિકતા કે અન્ય અનેક પ્રકારે જે વસ્તુ માનવચિત્તમાંથી ઊઠે છે એ ખરેખર જોતાં, એને ઇન્કારનારી હોવાને બદલે, એનો એકમાત્ર જે સ્વીકારમાર્ગ છે તે સિદ્ધ કરનારી નથી? ધર્મ કે ઈશ્વર છે એમ કહેવામાં આવે છે ત્યારે તે નામે અમુક કોકે એ નામે ગોઠવેલું ચોકઠું છે એમ નથી સમજવાનું. અને અમુક વસ્તુ હયાત હોય એનું ખંડન કર્યે જવાથી તે વસ્તુઓ ભલે ખંડિત થતી; પરંતુ તેવી રીતે ચિરકાળ નવાં રૂપ ધરતી આવેલી ને ખંડિત થતી પણ આવેલી વસ્તુઓને જે વસ્તુતા અર્પે છે તે ખંડિત નથી થતું, તેનો ઇન્કાર નથી થતો. તે તત્ત્વ શું છે એ પેલો ખંડનકાર નથી જાણતો માટે તે નથી એમ કહેવું કે માનવું એ તર્કશુદ્ધ કહી શકાય ખરું? એ તો અજ્ઞાનના એકરાર ને જ્ઞાનની ભીખ સમાન જ ગણાય. બધું જ્ઞાન પાંચ ઇંદ્રિયથી જ આવે છે એમ માનીને ચાલવું એ પણ અવૈજ્ઞાનિક પૂર્વગ્રહ જ ગણાય; સત્યશોધકને એ લાંછનરૂપ છે. મનુષ્ય પાસે આંતરેંદ્રિય પણ છે, જે દ્વારા એણે અધ્યાત્મ જોયું છે; એના પુરાવા દેશ દેશના મહાપુરુષો પાસેથી મળે છે. એ અનુભવ મને નથી માટે હું એ ન માનું, એમ ધર્મ વગેરે બાબતમાં જ કેમ? તો શું વિજ્ઞાનાદિની શોધોનો અનુભવ આપણુ દરેકને છે? સ્વામી વિવેકાનંદ કહેતા, જેમ પ્રયોગ કરવા સાહિત્યસામગ્રી ને અમુક જ્ઞાન કે આવડત જોઈએ, તેમ જ આ અધ્યાત્મપ્રયોગ કરવા માટે પણ જોઈએ છે. એવી શરત જેમ ભૌતિક પ્રયોગને અમાન્ય નથી કરી શકતી, તેમ આ આધ્યાત્મિકને પણ અમાન્ય ન ઠેરવી શકે. એ શરતનું પાલન કરવું એ દરેક ધર્મે

બતાવ્યું છે. રાધાકૃષ્ણન પણ આવી જ જાતનો જવાબ આપે છે, અને જણાવે છે કે, આ પ્રમાણે કરતાં ધર્મતત્ત્વ પ્રત્યક્ષાવગમ્ય થાય છે; અને ધર્મવસ્તુ એ ચોક્કસ પાયા ઉપર નિર્ભર છે. સાચી નીતિ, સાચી જીવનદૃષ્ટિ આ મૂળ ને અબાધિત તત્ત્વદર્શન પરથી નિપજાવી શકાય, નીપજવી જોઈએ. આ પ્રકારનો ધર્માનુભવ સ્વયંસિદ્ધ, સ્વયંપ્રકાશ, અને સ્વયંવેદ્ય છે. જેને તે થયો છે તે જ તેનું પૂર્ણ રૂપ જાણે છે. પરંતુ તે કહેવા જશે તો તેમાં તેની માનવતાનો રંગ લાગવાનો જ. અને એના અનુયાયીઓને હાથે વળી વિશેષ રંગ લાગતો જવાનો. ગ્રંથરૂપે તે સંઘરાવા છતાં, તેનો ચેતન વાંચક જેટલું કે જેવું સમજશે તેવું જ તે એના અર્થમાં બતાવવાનો. આમાંથી જ ધર્મસંપ્રદાયોનાં રૂપો ઘડાય છે ને એમાં એમની જેટલી સત્યતા છે તેટલી છે; બાકી એમની માનવી અપૂર્ણતા તો પ્રત્યક્ષ છે. એ અપૂર્ણતાને ઢાંકીને, ઉપર જ્યારે અભિમાન, સંકુચિતતા વગેરેના વાઘા પહેરાવવામાં આવે છે ત્યારે, હમેશ ઇતિહાસમાં જોયું છે કે, ધર્મને નામે જુલમ થયા છે ને સાચો ધર્મ બાજુએ રહી ગયો છે.

આ ટીકા રાધાકૃષ્ણને પશ્ચિમ પૂરતી જ નથી કરી. પશ્ચિમ જ આત્મજડ છે ને આપણે આપણી રીતે નથી એવું કાંઈ નથી. આપણા દેશને પણ આ યુગના અજ્ઞાન અને એક પ્રકારના ખોટા અભિમાનથી તેમણે મુક્ત નથી ગણ્યો. આ બાબત એમનો પુણ્યપ્રકોપ કેવો છે તે નીચેના ઉતારાથી સમજાશે. ૧૯૩૦નું જોવેટ વ્યાખ્યાન આપતાં એક જગાએ તેમણે યુરોપીય શ્રોતાવર્ગને પૂર્વનું વર્ણન કરતાં આમ કહ્યું હતું: "અધ્યાત્મ-જીવનનું વધારેપડતું આદરમાન કરીને પૂર્વે, જે પાર્થિવ પરિસ્થિતિ સાધ્યા વિના આધ્યાત્મિક અર્થ સરી જ ન શકે, એની પ્રત્યે બેદરકારી બતાવી છે. પૂર્વની આધ્યાત્મિકતા સડીને જર્જરિત અને ભ્રષ્ટ કરે એવું મડદું બની ગઈ છે. અમારા જૂનવાણી પંડિતો આ પ્રશ્નને એક પંડિતાઈથી જ પહોંચવા માગતા લાગે છે; એટલે તેઓ હકીકતો અને સત્યોને બદલે પાઠો અને શબ્દોની પંચાતો કરે છે. અમારા આમૂલાગ્ર

સુધારાવાદીઓ (radicals) માં નવીન પ્રેરણાશક્તિ છે નહિ, અને જીવંત અનુભવથી એ કોરા જ રહેલા છે. એટલે તેઓ પશ્ચિમનાં હલકાં ને ઊતરતી જાતનાં અનુકરણ કરવામાં રાચે છે."

નીચેનો ઉતારો ૧૯૩૪માં અલ્હાબાદના પદવીદાન પ્રવચન-માંથી છે :

"'યથા પ્રજા તથા રાજા' એમ કહેવાય છે એનો અર્થ એ છે કે, રાષ્ટ્રના જેવા માણસો તેમના કરતાં તેની રાજસત્તા વધારે સારી નથી હોઈ શકતી. સમાજની સાગી આંતરશક્તિ અને એને મળતું રાજતંત્ર — આ બે વચ્ચે જીવંત પરસ્પરભાવ રહેલો છે. સ્થિરતર અને વધારે પ્રતિનિધિત્વવાળી રાજસત્તા વધારે ન્યાયી સમાજવ્યવસ્થા માગે છે. જે સમાજ અસ્પૃશ્યતાનું પાપ સહી લે છે તેને, પોતે સુધરેલો છે એમ કહેવાનો અધિકાર નથી. પ્રામાણિક, ઉદ્યમી અને શક્તિશાળી માણસ, પોતાની બુદ્ધિ, શક્તિ તથા ચારિત્ર્યને કારણે, જે કાંઈ પદે જવાને યોગ્ય હોય, તે પદે ચડવામું એકે આડ એને ન હોવી જોઈએ. નાતજાત અને કોમની લાગણીથી જાહેર જીવનની ન્યાયપૂર્ણતા ન બગડવી જોઈએ. ઘરમાં ને નિશાળે એવી ઘાતક અસરો કામ કરે છે કે જેથી ઊંચનીચનું અભિમાન અને કોમી તિરસ્કારભાવ જેવા હીન ભાવો પોષાય છે; આ સખ્તાઈપૂર્વક દૂર કરવાની જરૂર છે. . . . સૈકાંથી હિંદુ મુસલમાનો ભેગા રહ્યા છીએ, છતાં એક બીજાના ચારિત્રાદિ વિષે આપણે ભારે વિચિત્ર ખ્યાલો સેવીએ છીએ. અને આ ખ્યાલોને એવા તો આગ્રહથી આપણે સેવ્યા કરીએ છીએ કે તેને લઈને, સ્વાર્થી અને પક્ષાપક્ષીથી લાભનારા લોકને ફાવવા લાગ મળે એવી વૃત્તિઓ આપણામાં ઘડાય છે. . . . આપણાં ઘરોમાં, નાનાં ને કાચા મગજનાં બાળકોમાં આ જાતના પરસ્પર વેરભાવનું ઝેર આપણે સીંચીએ છીએ. . . ."

પૂર્વ અને પશ્ચિમના સંબંધ વિષે એવો ખ્યાલ પ્રચલિત છે કે આપણે આધ્યાત્મિક છીએ અને પશ્ચિમ પાર્થિવ જડવાદી છે; અને આ માન્યતા પાછળ એક પ્રકારની અભિમાનજન્ય આત્મસંતોષ-

વૃત્તિ જોવામાં આવે છે. આવું માનનારામાં ઘણા પુરાણપ્રિય લોક પણ હોય છે. રાધાકૃષ્ણન આ વૃત્તિને ભયંકર માને છે. ઉપર આપણે જોયું કે પ્રગતિ અને વિકાસની એ અવરોધક છે. આપણામાં એ વૃત્તિએ જડતા આણી દીધી છે. એક એવી વસ્તુ પણ જોવામાં આવે છે કે, દરેક પ્રજા કે રાષ્ટ્ર એક પ્રકારની પોતાની અસ્મિતા વિષે માન્યતા સેવે છે. જેમ કે, જર્મની માને છે કે તે સામ્રાજ્ય કરવા ઈશ્વર તરફથી સરજાયું છે; યહૂદીઓ માનતા કે અમે ઈશ્વરની લાડીલી પ્રજા છીએ; આજનો ગોરો માને છે કે, જગતનો ગુરુ-ભાર મારે શિર છે; આપણા 'ધાર્મિક' લોકમાં એક માન્યતા છે કે, ભરતખંડમાં જન્મવું એ એક સૌભાગ્ય છે; ઇ૦ ઇ૦. માણસની સંકુચિત વૃત્તિના જ આ બધા આવિષ્કારો છે. જગતના ઇતિહાસમાં આવા ભાવોએ ભારે ઝઘડા અને દુઃખો જન્માવ્યાં છે. આ પ્રકારના ભાવો મૂળે જ ધર્મ-વિમુખ છે. એક જગાએ પૂર્વ ને પશ્ચિમના ઉપરોક્ત મૂલગત મનાતા ભેદ વિષે વિચારતાં રાધાકૃષ્ણને કહ્યું છે, " કોઈ પણ એક જ પ્રજાના જ ખાસ હોય એવા કોઈ માનસિક કે આધ્યાત્મિક ગુણો નથી. જગતની મહાન પ્રજાઓ આ કે તે ગુણ અમુકમાં છે કે નથી, એવા ભેદ કરતાં તે ગુણ અમુકમાં ઓછાવત્તા હશે એવા ભેદવાળી છે. એવું કાંઈ નથી કે, પશ્ચિમમાં ગૂઢવાદ કે શહીદી છે જ નહિ, અથવા પૂર્વમાં વિજ્ઞાન કે સમાજસેવાભાવ નથી. બે વચ્ચે ભેદ જો કાંઈ હોય તો તે સાપેક્ષતાએ છે." (East & West in Religion, પા. ૪૫).

આ ઉપરથી એમ ઘટાવવું કે, તો તો પ્રજાઓ વચ્ચે સરખામણી કરવી કે તેમની ખાસિયતો વિચારવી એ દોષ છે, તો એ બરોબર નહિ થાય. આ સરખામણી જો મૂઢાગ્રહ કે અંધ-અભિમાન વધારવા કે વધે એ રીતે થાય, તો તે નિંદ્ય છે, કેમ કે તે ભ્રામક છે. આવી જાતની સરખામણીમાં મૂઢાગ્રહ કે આત્યંતિકતા દાખવવાં યોગ્ય નથી. ઉપર ટાંકેલા ઉતારા બાદ રાધાકૃષ્ણન કહે છે એમ, " મૂઢાગ્રહીઓ અને સંકુચિત રાષ્ટ્રવાદીઓ ભેદભાવ ઊભો કરવા સરખામણી કરે છે; ત્યારે સત્યશોધક આવા ભેદ એટલા જ માટે કરે છે કે જેથી

દરેકની ખાસિયત પ્રગટ થાય." આ મોટી ને મહત્ત્વની મર્યાદામાં રહીને મહાન પ્રજાઓ તથા રાષ્ટ્રોનું વિવેચન કરવામાં આવે તો વાંધો નથી, બલ્કે તે પ્રેરક અને પરસ્પર લાભદાયક નીવડે. ઉદાહરણાર્થે, જેવું કે વાચક આ વ્યાખ્યાનમાં રાધાકૃષ્ણને કરેલું જોશે. ઉપર હું કહી આવ્યો કે, તેમની 'તત્ત્વશુદ્ધ જીવનદૃષ્ટિ' એ વ્યાખ્યાનમાળા પણ આવા જ એક સમર્થ વિવેચનનો ઉત્કૃષ્ટ દાખલો છે. આ વ્યાખ્યાનનો અર્ધ ઉપર ભાગ એ જ પોતાની હિંદુ તત્ત્વદૃષ્ટિને સમજાવવામાં તેમણે રોક્યો છે.

અંતમાં, આ વ્યાખ્યાનમાં જેનો ખાસ ઉલ્લેખ નથી મળતો એવી એક વસ્તુ ટૂંકમાં બતાવીને આ નિબંધ પૂરો કરીશું. પૂર્વ અને પશ્ચિમની ખાસિયતો વિચારતાં, રાધાકૃષ્ણને એક વાત પૂર્વ માટે ગૌરવપ્રદ એ કહી છે કે, પૂર્વની ધાર્મિક ઉદારતા ને વિશાળ સર્વગ્રાહિતા પશ્ચિમે શીખવા જેવી છે. "સત્ય ધર્મને સ્વયંપ્રતીતિ હોય છે કે માનવયોનિ આખી એક કુટુંબ છે; એટલે તેવો ધર્મ માનવમાત્રનું એક આધ્યાત્મિક ગોત્ર બનાવવા મથે છે. ખંડો કે રાષ્ટ્રોના વિભાગોથી એની અવધિ ન આવી શકે; એણે આખા માનવજાતને પોતાની બાથમાં લેવી જોઈએ. આ જાતનો માનવપ્રેમ જ આપણને બીજી પ્રજાઓની માન્યતાને આદરથી જોવાનું શીખવે છે. આ બાબતમાં પૂર્વના ધર્મો પશ્ચિમના કરતાં ચડિયાતા છે. આપણા વિચારો અને ધોરણો બીજા માનવબંધુઓ પર લાદવાની એક સામાન્ય માનવીની ઇચ્છા હોય છે. આ જાતની મનોવૃત્તિ પ્રત્યે આપણને બધાને એક જાતની ગુપ્ત અને વિવશતાયુક્ત સહાનુભૂતિ હોય છે." (East & West in Religion પા. ૬૯).

એ જ વ્યાખ્યાનમાં બીજે સ્થળે પૂર્વ અને પશ્ચિમની ખાસિયતોની પરસ્પર પૂરકતા બતાવી છે તે પણ સાથે સાથે જોવા જેવી છે: "ઉપનિષદની અહિંસા અને બુદ્ધનાં પ્રેમ તથા કરુણા જીવસૃષ્ટિની ક્ષુદ્રતમ યોનિઓને પણ પોતાની શીળી છાયામાં લે છે. પૂર્વના ધર્મોમાં સાંપરાય તરફ વલણ હોય છે; પશ્ચિમના ધર્મોનું લક્ષણ ઇહ-દૃષ્ટિ હોય છે. પૂર્વના ધર્મો મહાત્મા અને વીર

પુરુષો પેદા કરવા ધારે છે; પશ્ચિમના ધર્મો સુખી અને સમજુ પુરુષોને. પૂર્વના ધર્મો સમાજધારણ કરતાં વ્યક્તિની મુક્તિ તરફ વધારે વળે છે. પશ્ચિમ સમાજવ્યવસ્થા સાચવવા સારુ, ધર્મને એક પ્રકારનું પોલીસ-તંત્ર બનાવી લે છે. બુદ્ધ, ઈશુ, મહંમદ જેવા પૂર્વના મહાપુરુષોએ જગતને નવો પલટો આપ્યો ને તેનું આંતર પરિવર્તન સાધ્યું. તેમનો જે વારસો છે તે માનવચિત્તમાં ઓતપ્રોત વણાઈ રહેલી વસ્તુ છે. સીઝર, ક્રોમવેલ, નેપોલિયન આ જગતના માણસો છે: જે સાધનસામગ્રી તેમને હાથે ચડી તે લઈને તેને વ્યવસ્થિત ને ઠીકઠાક કરવામાં તેમને સંતોષ છે. કોઈ નવીન જીવનપથ તેઓ નથી શીખવતા; કે નથી તેઓ જીવનપથ પર થાકેલ કે વ્યથિતહૃદય આત્માઓને શાતા આપતા; છતાં એમના કામની છાપ આપણી સામાજિક સંસ્થાઓ પર છે. પશ્ચિમમાં કર્મવીરોની વાસ્તવદૃષ્ટિ જોવા મળે છે: પૂર્વમાં કળાવીરની કોમળતા અને સર્જકની કલ્પના દેખાય છે. પશ્ચિમની સંસ્કૃતિનો આદર્શ એણે ગ્રીક તત્ત્વજ્ઞાનમાંથી મેળવ્યો છે: કે પ્રજાજનોને નાગરિક ધર્મની તાલીમ આપવી, જેથી તેઓ રાષ્ટ્રમાં ને રાષ્ટ્રને ખાતર પોતાની પૂર્ણ શક્તિનાં દર્શન કરી શકે. પૂર્વમાં, આદર્શ માણસ એ કે જે આખા વિશ્વને ઘર માનીને રહી શકે. આ બેઉ જાતની દૃષ્ટિઓ જરૂરની છે, કેમ કે અરાજક સમાજમાં કોઈ પ્રકારનું આધ્યાત્મિક દર્શન ખીલી ન શકે."

પૂર્વ અને પશ્ચિમની આવી જાતની પરસ્પર પૂરકતામાં રાધાકૃષ્ણનને એટલી બધી શ્રદ્ધા અને આશા છે કે, હિંદમાં એ બેઉ દૃષ્ટિ રાજકારણને લઈને ભેગી થઈ છે તેને તે આફતરૂપ ન માનતાં એક શુભ સાધનાનો સુયોગ માને છે. તેથી જ તે રાજકીય બાબતમાં હિંદ અને બ્રિટનના, સમાનતાને ધોરણે, સુમેળના હિમાયતી છે. અને આ સમાનતા તથા સુમેળ સાધવા ઇચ્છવા છતાં તે, આજનું યુરોપ રાષ્ટ્રકલહને જેમ રાષ્ટ્રવાદ માને છે તેમ તે માનતા નથી. "રાષ્ટ્રવાદનો અર્થ એ છે કે, આપણા સત્ત્વની, સ્વમાનની, સચ્ચાઈની રક્ષા કરવા આપણાથી બનતું બધું કરવું અને ઉપસ્થિત

થતા પ્રશ્નોને ઉકેલવા આપણી જે ખાસ પદ્ધતિ હોય તેને સાચવવી. આત્મરક્ષા માટે અને જગતની પ્રગતિમાં આપણી વિશેષ ભેટ આપવા માટે આપણે સ્વતંત્રતા ચાહીએ છીએ. જો આપણું વ્યક્તિત્વ જ ગુમાવીએ તો આ કામ આપણે ન કરી શકીએ." અને આ રાષ્ટ્રીય અસ્મિતા પણ શરીરવત્ જીવંત છે. જેમ એક શરીર બીજું નથી બની શકતું, પણ બીજાથી લાભ લઈ પુષ્ટ થઈ શકે છે, તેમ જ રાષ્ટ્રોનું પણ છે. એક રાષ્ટ્ર બીજાનું અનુકરણ ન કરી શકે. "જેને ગ્રહણ કરીને આપણે અપનાવી આત્મસાત્ કરી શકીએ, તે જ આપણને ફાયદામંદ થઈ શકે છે."

માનવજગતના પ્રશ્નો નર્યા રાજકીય, આર્થિક, કે એવા એકદેશીય નથી હોતા; તે માનવ જીવન જેટલા જટિલ અને બહુસૂત્ર હોય છે. એમને એકદેશીયતાથી સમજવામાં કે તે રીતે જ ઉકેલવા મથવામાં ભૂલ થાય છે એટલું જ નહિ, એમની ગૂંચ વધે છે. અને આ પદ્ધતિએ ઉકેલવા જતાં સફળતાની કસોટી બાહ્ય સિદ્ધિ પરથી વધારેપડતી અંકાય છે. એવી સિદ્ધિ આણી આપનાર સાધનો તથા સાધનારાઓ કદર પામે છે, અને એમ માનવ મૂલ્યાંકન જ ખોટાં ઘડાઈને આખું સંસ્કૃતિ-નાવ નવી દિશાએ જાય છે. આ બાહ્યતાની ઉપાસનાથી વિજ્ઞાનશાસ્ત્ર અને એની સિદ્ધિઓ મનુષ્ય-જીવનની આખી નિયંતા બનવા લાગે છે. એમને જીવનમાં સ્થાન નથી એમ નથી. પરંતુ "માનવ આચારનો આદર્શ શોધવામાં અને માનવચિત્તના ઉચ્ચ પ્રયત્નોને એક કરવામાં ધર્મ અને ફિલસૂફી ભૌતિક વિજ્ઞાનશાખાઓ કરતાં આપણને વધારે મદદ કરે છે." (East & West. પા. ૯૮) રાધાકૃષ્ણન આ પરાવિદ્યાના પંડિત છે. તે દ્વારા તે આજના પ્રશ્નો પર વિચાર કરે છે, તેમાંથી માર્ગ બતાવે છે. એમનું આ કામ આપણા દેશમાં એટલું બધું જાણીતું નથી, કારણ કે એ દૃષ્ટિ પ્રવર્તાવનારાં આંદોલનોમાં એમનો હિસ્સો નહિવત્ છે, કેમ કે એમનું કામ વિદ્યાપીઠોમાં રહ્યું છે. પરંતુ પશ્ચિમમાં એમની આ તેજસ્વી વિદ્વત્તાથી ફાયદો થઈ શકે છે. ઓછામાં ઓછું, હિંદી તરીકેની એમની આ કદરે આપણા દેશની

આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠામાં કાંઈક વધારો કર્યો છે. રાધાકૃષ્ણને પોતાના એક વ્યાખ્યાનમાં હિંદના અંગ્રેજી ઇતિહાસના ત્રણ ભાગ પાડ્યા છે: (૧) કંપની સરકારનો યુગ, જેનો અંત ૧૮૫૭ના 'બળવા'એ આણ્યો. (૨) અંગ્રેજી સામ્રાજ્યનો યુગ, જેનું મૂળ ૧૯૧૪ની યુરોપીય યાદવાસ્થળી બાદ ધણધણી ગયું. (૩) ૧૯૧૪ બાદનો આધુનિક યુગ. ૧૮૫૭ સુધી શસ્ત્રબળ નિર્ણાયક હતું. તે આપણું બળ અંગ્રેજોએ પરાસ્ત કર્યા બાદ, તેમના જ એકતંત્ર રાજ અને નવીન શિક્ષણથી નવાં બળો નીપજવા લાગ્યાં. આ બળોને વ્યવસ્થિત કરીએ, સંગઠિત કરીએ એટલું જ નહિ, એમને એકધ્યેય કરી ઉચ્ચાશયી કરીએ તો જ નવીન જગતમાં જીત છે. એ આજના ત્રીજા યુગનું કામ છે. આ કામ શસ્ત્રબળ જેવું સીધું કે સરળ નથી. અનેક જાતની અને અનેક લોકોની સાત્ત્વિક શક્તિના સંગઠિત સંચારથી એ બને એમ છે. એમ જ કહો કે, આપણી સંસ્કૃતિની શક્તિને પુનરુજ્જીવિત કરીને જ એ કામ થઈ શકશે, એમ હવે તો સૌને સ્પષ્ટ જણાયું છે. આ આપણા પુનરુજ્જીવનમાં પોતાને સ્થાનેથી રાધાકૃષ્ણને અદ્વિતીય ફાળો આપ્યો છે. આપણી સંસ્કૃતિનાં સાચાં મૂળ પારખીને તેમનું યોગ્ય સિંચન થઈ શકશે એની વિદ્વત્તાપૂર્ણ પ્રતીતિ તેમણે દેખાડી છે. એ જ એમની મહત્તા છે, એ જ એમના આખા વિદ્યોપાસક જીવનનો પરિપાક છે.

# પૂર્તિ

[ આ અનુવાદની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ તે વખત સુધીનો શ્રી. રાધાકૃષ્ણનના જીવનકાર્યનો અહેવાલ ઉપર આપ્યો છે. ત્યાર પછીનો નીચેનો અહેવાલ શ્રી. શર્માના પુસ્તક ઉપરથી ઉતાર્યો છે. ]

૧૯૩૨માં પંડિત મદનમોહન માલવીયજી રાધાકૃષ્ણનને બનારસ હિંદુ યુનિવર્સિટીનું કુલનાયકપદ સ્વીકારવા માટે સમજાવવામાં સફળ થયા. તેમને ઘણો મોટો પગાર ધરવામાં આવ્યો; પરંતુ તેમણે તે લેવાની ના પાડી, અને એ કામ સેવાભાવે જ કરવાનું સ્વીકાર્યું. તેમનું કલકત્તાનું અધ્યાપકપદ સાથે સાથે ચાલુ રહ્યું જ. આમ, યુરોપ અને અમેરિકામાં હિંદુ ધર્મ વિષે સાચો ખ્યાલ પોતાનાં પુસ્તકો અને વ્યાખ્યાનો મારફતે ઊભો કરવામાં આટલું બધું કરી છૂટનાર હિંદુ ફિલસૂફ-અધ્યાપકને, પ્રાચીન કાળથી હિંદુ ધર્મના વિદ્યાધામ ગણાતા બનારસમાં, હિંદુ યુનિવર્સિટીના કુલનાયક બનાવવામાં આવેલા જોઈ, ચારે તરફ સાર્વત્રિક સંતોષ અને પ્રસન્નતાની લાગણી વ્યાપી રહી.

૧૯૩૯માં રાધાકૃષ્ણનનાં બે અગત્યનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં. એક તો ઑક્સફર્ડના સ્પૉલ્ડીંગ પ્રોફેસર તરીકે તેમણે આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ — "પૌર્વાત્ય ધર્મો અને પાશ્ચાત્ય વિચારધારા." (Eastern Religions and Western thought.) એ પુસ્તકમાં નવાઈ પમાડે તેટલી વિદ્વત્તાથી તે એવું પ્રતિપાદન કરે છે કે, ઉપનિષદોનો તત્ત્વાનુભવ કેવી રીતે પાશ્ચાત્ય વિચારસરણિ ઉપર પાઇથાગોરાસ અને પ્લેટોના સમયથી માંડીને આજ સુધી સતત અસર પાડતો રહ્યો છે.

સેંટ પૉલના ડીન ડૉ. ઈંજ એ પુસ્તકનું અવલોકન કરતાં લખે છે: "યુરોપના આપણ લોકોએ હિંદુસ્તાનમાંથી ઘણું શીખવાનું છે, અને તેથી વધુ ભૂલવાનું છે, એ પોતાનો મુખ્ય મુદ્દો તે બહુ સફળતાપૂર્વક રજૂ કરે છે. આપણી સંસ્કૃતિ કરતાં ઘણી

પ્રાચીન અને વધુ પરિપક્વ એવી સંસ્કૃતિ સાથે આપણા બંધાયલા સંબંધ દરમ્યાન મળેલી તકો તરફ આપણે દુર્લક્ષ્ય કર્યું છે. હજુ પણ એ ભૂલ સુધારી લેવી હોય તો ઘણું મોડું નથી થઈ ગયું."

ઑક્સફર્ડમાં રાધાકૃષ્ણન આ વ્યાખ્યાનો આપી રહ્યા હતા તે દરમ્યાન બ્રિટિશ ઍકેડેમીએ તેમને પોતાની "માસ્ટર માઇન્ડ" (મહા-પ્રજ્ઞ) વિષેની વ્યાખ્યાનમાળાનું વાર્ષિક વ્યાખ્યાન આપવા નોતર્યા. રાધાકૃષ્ણને પોતાના વ્યાખ્યાનના વિષય તરીકે 'ગૌતમ બુદ્ધ" પસંદ કર્યા. તેમનું એ વ્યાખ્યાન એવું માર્મિક હતું કે તેને "એક મહાપ્રજ્ઞે બીજા એક મહાપ્રજ્ઞ વિષે આપેલું વ્યાખ્યાન," કહીને વર્ણવવામાં આવ્યું. તે વ્યાખ્યાનમાં હાજર રહેલા સર ફ્રાન્સિસ યંગહસ્બન્ડ નામે વિદ્વાને તે વિષે લખતાં જણાવ્યું છે:– "આ દેશના આગળ પડતા વિદ્વાનો તથા ફિલસૂફોની સભામાં વગર ટાંચણે અને વગર ધડકચે, અસ્ખલિત એમણે પોતાનું વ્યાખ્યાન કર્યું; તે સાંભળી સભા મંત્રમુગ્ધ થઈ ગઈ, અને બૌદ્ધ ધર્મ જ નહીં, પરંતુ હિંદુ ધર્મ પણ શું છે, એનો ચિતાર આપણુ ઇંગ્લંડના લોકને સચોટ રીતે મળ્યો."

આ વ્યાખ્યાનની કીર્તિથી તેમને બીજે વર્ષે બ્રિટિશ ઍકેડેમીના 'ફેલો'—સભ્ય ચૂંટવામાં આવ્યા. આ માન મેળવનાર તે પ્રથમ હિંદી છે.

રાધાકૃષ્ણન "ગૌતમ બુદ્ધ"[૧] વિષેના વ્યાખ્યાનમાં મુખ્યત્વે એ પ્રતિપાદન કરે છે કે, બુદ્ધની ધર્મદૃષ્ટિમાં જે તત્ત્વજ્ઞાન રહેલું છે, તે કાંઈ ઉપનિષદીય તત્ત્વજ્ઞાનથી નોખું નથી; બલ્કે, એ જ તત્ત્વજ્ઞાનનો પૂર્વ ભાગ ઉપનિષદો છે, જેને પછીથી બુદ્ધ પોતાના દેશકાળમાં ખીલવે છે. ઉપનિષદો અમુક થોડાક જ લોક માટે હતાં, ત્યારે બુદ્ધ એક લોકગુરુ હતા. લોકનું પ્રત્યક્ષ દુઃખ જોઈ, તેનું ઓસડ તેમને સમજાય તેવી દલીલોથી તેમણે બતાવ્યું. "ઇતિહાસ-ક્રમમાં બૌદ્ધધર્મનો અર્થ એ છે કે, તેણે ઉપનિષદીય તત્ત્વસિદ્ધાંતોને

૧. આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડી ચૂક્યો છે.

લોકોમાં ફેલાવ્યા. અને એમ કરીને એક એવો જીવંત વારસો આપ્યો કે જે આજ સુધી આપણે માણીએ છીએ."

૧૯૩૯નું તેમનું બીજું પુસ્તક તે મહાત્મા ગાંધીની ૭૦મી વરસગાંઠને દિવસે તેમને અર્પણ કરવા માટે જગતભરના વિવિધ ક્ષેત્રોમાં જાણીતા થયેલા લોકોએ ગાંધીજીના જીવન અને કાર્ય વિષે લખેલા નિબંધો અને નિરૂપણોનો સંગ્રહ છે. આ પુસ્તકનું સંપાદન કરી, રાધાકૃષ્ણને તેની શરૂઆતમાં એક લાંબો ઉપોદ્ઘાત લખ્યો છે. આમ તેમણે પોતાના જમાનાની બે મહાન વ્યક્તિઓ — ટાગોર અને ગાંધીજી — તેમની અનોખી સેવા બજાવી છે. અને નવાઈની વાત તો એ છે કે, ગાંધીજી વિષેનું તેમનું આ પુસ્તક પ્રસિદ્ધ થયું તે જ વર્ષે તેમને હિંદી ફિલસૂફી અને સંસ્કૃતિ વિષે વ્યાખ્યાનો આપવા દક્ષિણ આફ્રિકા નિમંત્રવામાં આવ્યા.

૧૯૪૧માં તે બનારસ હિંદુ યુનિવર્સિટીના માનદ કુલનાયકપદે હતા ને જ વડોદરાના શ્રીમંત ગાયકવાડે તે જ યુનિવર્સિટીમાં પોતાના વિખ્યાત પુરોગામીની યાદમાં હિંદી સંસ્કૃતિ અને સભ્યતા માટે સ્થાપેલા અધ્યાપકપદનો સ્વીકાર કરવા તેમને આગ્રહ કર્યો. રાધાકૃષ્ણને આથી ૨૦ વર્ષથી અખંડ ચાલતા આવેલા કલકત્તા યુનિવર્સિટીના અધ્યાપકપદનો ત્યાગ કર્યો. અને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં અધ્યાપક તેમ જ કુલનાયકનું પદ સ્વીકાર્યું. જો કે તેથી કરીને કલકત્તા યુનિવર્સિટી સાથેના તેમના સંબંધને સહેજે આંચ આવી નથી. ૧૯૪૨માં તેમણે તેના તરફથી 'કમલા વ્યાખ્યાનો' આપ્યાં, જેમ ૧૯૩૭માં 'ઘોષવ્યાખ્યા'નો આપ્યાં હતાં. પ્રથમ કલકત્તામાં અને પછી બનારસમાં આપેલાં 'કમલા વ્યાખ્યાનો' એ તાજેતરનાં વર્ષો દરમ્યાન રાધાકૃષ્ણનની ધ્યાનપાત્ર સિદ્ધિઓમાંની એક ગણાય છે.

ઉપર જણાવેલાં અગત્યનાં પુસ્તકો ઉપરાંત ૧૯૨૮માં તેમણે 'ઍફરમેશન્સ' ગ્રંથમાળામાં "આપણે કયો ધર્મ જોઈએ છે?" (The Religion We Need) એ પુસ્તક લખ્યું છે. ઍનસાઇક્લોપીડિયા બ્રિટાનિકાની ૧૪મી આવૃત્તિમાં પહેલી વાર હિંદી ફિલસૂફી (Indian Philosophy) ઉપર તેમનો લેખ સ્થાન પામ્યો

છે. એ ઉપરાંત, તેમણે હિંદુ ધર્મ તેમ જ બીજા ધર્મો વિષે જુદાં જુદાં માસિકો વગેરેમાં લખેલા લેખો એકઠા કરીને “ હિંદુસ્તાનનું હાર્દ” (Heart of Hindustan) એ નામે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

છેક છેવટના, બીજા યુરોપીય વિશ્વયુદ્ધને અંતે સ્થાપવામાં આવેલા સંયુક્ત રાષ્ટ્રસંઘના આંતરરાષ્ટ્રીય સાંસ્કૃતિક સંબંધના વિકાસ માટેના (‘યુનેસ્કો’) વિભાગના તે પ્રમુખ ચૂંટાયા છે, અને ત્યાં તેમણે બજાવેલી કામગીરી ભારોભાર પ્રશંસા પામી છે.

એક બીજી દિશામાં પણ તેમની ગણના થઈ છે તે અંતે નોંધવું જોઈએ. ૧૯૩૯ બાદ હિંદની સ્વતંત્રતાની લડાઈ ભારે મહત્ત્વની ઘટના બનતી ગઈ. તે એક વિશ્વ-પ્રશ્ન બન્યો. રાધાકૃષ્ણન હિંદની સ્વતંત્રતાને હમેશ એક સાંસ્કૃતિક જરૂર તરીકે ઉપાસતા આવ્યા છે. પોતાથી બનતો ફાળો આ વખતે આપવા તે તત્પર થયા. સર તેજબહાદુર સપ્રુએ ૧૯૪૪માં હિંદના નવા બંધારણ વિષે બિન-પક્ષીય નેતાવર્ગની એક સમિતિ એ કામને સારુ નીમી. રાધાકૃષ્ણનને તેમાં લેવામાં આવ્યા અને તે કામ દેશ આગળ આજે પ્રસિદ્ધ થયેલું છે. બાદ બંધારણ-સભા રચવામાં આવી, તેમાં પણ કોંગ્રેસ તરફના એક સભ્ય તરીકેનું પદ તેમને આપવામાં આવ્યું છે. તે તરીકે, એ સભાને પ્રારંભે તેમણે જે વ્યાખ્યાન કર્યું તે આ વિદ્વાન વક્તાની કીર્તિમાં વધારો કરનારું એક ભવ્ય કથન હતું. હવે હિંદ સ્વતંત્ર બને છે; તે વખતે આ વિદ્વાનને માટે બહોળું ક્ષેત્ર અને અનુરૂપ કામગીરી તૈયાર ઊભાં છે. એમાં એ પોતાની પૂરી શક્તિ અર્પશે એમાં શંકા નથી.

૩૦–૭–’૪૭

# ટિપ્પણો

[નોંધ: જે બાબત પર નોંધ આપી છે તેનું પાનું તથા લીટી આપી, તેને મોટા અક્ષરમાં જણાવી છે.]

**૩-૯ : સૉક્રેટીસ**—(ઈ. પૂ. ૪૬૮–૯થી ૩૯૯ સુધી) જગતની મહાન વિભૂતિઓમાંની એક એને ગણાય. પ્લેટો એના સંવાદમાં સૉક્રેટીસને માટે આ વિશેષણ વાપરે છે: 'ડાહ્યામાં ડાહ્યો, ન્યાયીમાં ન્યાયી, અને ઉત્તમમાં ઉત્તમ માણસ.' યુરોપિય ફિલસૂફીના પિતા સમાન આ પુરુષને આજ પણ એક મહાન સત્યાગ્રહી વીર તરીકે યાદ કરીએ છીએ. એના પિતાનો સલાટનો ધંધો કરવાને બદલે એથેન્સની શેરીઓમાં ફરવું અને જે મળે તેમની જોડે વાતો કરવી એ એનો એકમાત્ર રોજગાર હતો. અને આ વાતો તે કેવી? માનવ હૃદય તથા ચિત્તને આજ સુધી મૂંઝવતી બધી ચીજો એ વાતોનો વિષય હોતી કોઈ પણ વસ્તુને રૂઢિગ્રસ્તતા અને અંધસ્વીકૃતિથી ન જ સ્વીકારાય; વસ્તુમાત્ર છણીને સ્પષ્ટ કરવી જોઈએ — આ તેની વાતોની મૂલ-પદ્ધતિ હતી. એ પ્રકારની અન્વેષણપદ્ધતિને માટે આજ 'સૉક્રેટીસની પદ્ધતિ' જ નામ યથાર્થ રીતે મળેલું છે. આ વાતોનો જ વારસો એ પોતાના જમાનાના જુવાનિયાઓનાં મનમાં મૂકતો ગયો અને તેમાંથી યુરોપની ફિલસૂફી મૂર્તિમંત થઈ. પ્લેટોનું તત્ત્વજ્ઞાન, તથા સ્ટોઈક, એપિક્યૂરિયન વગેરે જ્ઞાનસંપ્રદાયોનાં મૂળ આ મહાન તત્ત્વવિવેચકના શિષ્યોમાં તેના સમયમાં જ વવાઈ ચૂક્યાં હતાં. એના અમર મરણની વાત સૌને જાણીતી હોઈ, અહીં કહેવાની જરૂર નથી.

સૉક્રેટીસથી યુરોપીય કે ગ્રીક તત્ત્વજ્ઞાનનો આરંભ થાય છે એ શબ્દશઃ બરોબર નથી. કેમ કે તેની પૂર્વે પ્રખ્યાત ફિલસૂફોની એક નામાવલી પડેલી છે. પણ એ બધાની ખોજ મોટે ભાગે ભૌતિક હતી અને તેમાં જ સૉક્રેટીસ ઊછર્યો, પણ તેથી પુષ્ટિ પામી તેણે તત્ત્વજ્ઞાનના વિષયને તેથી પર એવા સૂક્ષ્મ બુદ્ધિવાદી ક્ષેત્રમાં આણી મૂક્યો. અને છતાં, એની ખાસિયત એ હતી કે, તે માત્ર ગગનવિહાર નહોતો, પણ રોજિંદા પ્રશ્નો પર જ એવો પ્રકાશ પાડતો કે તેથી પરિણમતી ક્રાંતિને કારણે એથેન્સના યુવાનોને કહેવાતા ધર્મથી વિમુખ કરવાને બહાને, ત્યાંના તે વખતના રાજકર્તાઓએ એને ઝેર પીવાની શિક્ષા કરી પૂરો કર્યો. પોતાના જીવનમાં તે ચર્ચાઓ જ કરતો

એમ કદાચ ખ્યાલ બંધાય તો એ પણ અહીં ઉમેરવા જેવું છે કે, એથેન્સને માટે તે લડાઈઓ પણ લડેલો છે. જે ચર્ચાઓ કરતો તે પણ માનસિક ક્ષેત્રમાં લડાઈઓ જ હતી, ને તે જીવંત હોવાથી જ તેને મોત વહોરવું પડ્યું. સોક્રેટીસે કોઈ પુસ્તકો લખ્યાં જાણવામાં નથી પણ એના મુખ્ય શિષ્ય પ્લેટોએ લખેલા સંવાદોમાં સોક્રેટીસ મુખ્ય ભાગ ભજવે છે (જુઓ પ્લેટો પર નોંધ).

**૪–૬ : ઈ. પૂ. ૬ઠું સૈકું** — ગ્રીક તત્ત્વજ્ઞાન અને જ્ઞાનોદયનો સમય. યુરોપીય ઇતિહાસમાં જેને 'પ્રાચીન યુગ' મનાય છે તેનો પ્રારંભ અહીંથી કદાચ ગણી શકાય, કેમ કે ગ્રીસ રોમની જે ગળથૂથી યુરોપને અપાઈ તેનું ઘડતર આ સૈકાથી સ્પષ્ટ રૂપે જોઈ શકાય છે. સોક્રેટિસ પહેલાંના ગ્રીક તત્ત્વવેત્તાઓ, નાટચકારો, ગણિતશાસ્ત્રીઓ, વગેરે મોટે ભાગે આ જમાનામાં થઈ ગયા.

ઇતિહાસ એક અવિચ્છિન્ન પ્રવાહ હોય, અને તે છે જ, તો આવા જે તેના ભાગ પાડવામાં આવે છે તે બુદ્ધિમાં ઉતારવાની સુગમતા ખાતર જ સમજવા જોઈએ. તે ભાગોને એકરૂપ — એકશરીર જોવા એ જ સાચી દૃષ્ટિ છે, અને તે દૃષ્ટિ આ વ્યાખ્યાનમાંથી કંઈક અંશે મળશે.

**૪–૭ : મધ્યયુગનો ઉદય** — એટલે કે, ઈ. સ. ૫મા સૈકાનો સુમાર, જ્યારે રોમની સત્તા પડી ભાગી અને ખ્રિસ્તી ધર્મનો ઉદયકાળ શરૂ થયો. આ કાળ વિષે આ વ્યાખ્યાનમાં (પ્રકરણ ૩) સ્વતંત્ર ચર્ચા છે, એટલે અહીં તે વિષે વિશેષ કહેવાની જરૂર નથી.

**૪–૭ : આજનો યુગ** — પ્રાચીન, મધ્ય અને આધુનિક એમ ત્રણ યુગ પાડી બતાવીને યુરોપીય ઇતિહાસને સમજાવવામાં આવે છે. 'આજનો યુગ' એટલે ૧૫મા સૈકામાં કોન્સ્ટન્ટિનોપલ તુર્ક લોકોને હાથ ગયું ત્યારે, મધ્યયુગ પૂરો થયા પછી બેઠેલો યુગ. પ્રકરણ ૪થામાં આ યુગના પ્રારંભનું વિવેચન છે.

**૪–૧૨ : યુગનો અંત** — રાધાકૃષ્ણન અર્વાચીન યુગથી પ્રવર્તમાન કાળને જુદો પાડી બતાવે છે, તેથી ચાલુ કાળને અર્વાચીન યુગનો અંત — નવા બેસનાર યુગ વચ્ચેનો સંધિકાળ — તે તરીકે ઓળખાવે છે. સંધિકાળ સામાન્ય રીતે વિષમ હોય છે, તેમ આજનો કાળ છે. તે કાળ યુરોપના મહાયુદ્ધ પછી ચાલુ થયેલો છે એમ ગણાય.

**૫–૧૫ : પ્લેટો** — (ઈ. પૂ. ૪૨૭–૩૪૭) ગ્રીસનો મહાન તત્ત્વજ્ઞાની અને વિચારક. સોક્રેટીસનો આ જગમશહૂર શિષ્ય એશિયામાં 'અફલાતૂન' કહેવાય છે. એની મહત્તા ને ઉત્તમતા જોઈને 'અફલાતૂન' એટલે જ ઉત્તમ,

સુંદર એવો અર્થ આપણે ત્યાં પણ થાય છે. તે એક પૈસાદાર ખાનદાન કુટુંબનો નબીરો હતો. એટલે એનો સ્વભાવ એના ગુરુ સોક્રેટીસ કરતાં કાંઈક વધારે એકાંતપ્રિય હતો એમ ગણાય. એના ગ્રંથો આવાં જ એકાંતજન્ય ચિંતન અને મનનના ગ્રંથો છે.

સોક્રેટીસના સંબંધમાં તે ૨૦ વર્ષની ઉંમરે આવ્યો અને તેના મરણ સુધી (ઈ. પૂ. ૩૯૯) તે સંબંધ એણે સેવ્યો. બાદ તે દેશદર્શન માટે પર્યટને નીકળ્યો, ને કહેવાય છે કે હિંદમાં પણ આવી ગયો હતો. "સંવાદો" નામથી ઓળખાતા જે અનુપમ ગ્રંથો માટે તે પ્રસિદ્ધ જ નહિ, પણ અમર થઈ ગયો છે, તે ગ્રંથો તેણે આ મુસાફરીમાંથી પાછા આવ્યા બાદ (ઈ. પૂ ૩૮૭) લખ્યા.

સંવાદરૂપે લખાયેલા આ ગ્રંથોમાં સોક્રેટીસ મુખ્ય પાત્ર છે. સોક્રેટીસે પોતે કાંઈ લખ્યું નથી, પણ તેને વિષે જે મળે છે તે આ તેના પટ્ટશિષ્ય પ્લેટોનાં (અને ઝેનોફોનનાં) લખાણોમાં મુખ્યત્વે મળે છે. પ્લેટોનાં લખાણોમાં તેનું 'રિપબ્લિક' મુખ્ય છે. આદર્શ રાજ્યનું કલ્પનાચિત્ર એણે એમાં દોર્યું છે. અને જે સોક્રેટીસ સંવાદોમાં પાત્રરૂપે આવે છે તે પણ યથાતથ નથી, પોતાની જ કલ્પનાએ મઢેલો એ પોતાનો ગુરુ છે. કદાચ તેથી જ રાધાકૃષ્ણને પ્લેટોના આ અક્ષરદેહને માટે [ Myths ] 'આખ્યાયિકા ગૂંથે છે' એમ શબ્દપ્રયોગ કર્યો હશે. જે એકાંતગમ્ય આત્મસન્મુખતા સેવીને આ ગ્રંથો તેણે લખેલા હશે એ મનોભૂમિકાનો એમણે ત્યાં ઉલ્લેખ કર્યો છે.

પ્લેટોના 'રિપબ્લિક' ગ્રંથનો ગુજરાતી અનુવાદ ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયો છે.

**૬–૩ : ટોળી** — આ ટોળી એટલે યુરોપનો રાષ્ટ્રસંઘ, એ વાચક તરત સમજી શકશે. ચીન, મંચૂરિયા, આબિસીનિયા, વગેરે પ્રકરણોમાં રાષ્ટ્રસંઘના ઠરાવો વગેરેનો જે ફેજ થયો તે પરથી તેને માટે વપરાયેલાં 'કોડી–મૂલા' વગેરે વિશેષણો બંધબેસતાં લાગ્યા વગર નહિ રહે.

**૬–૮ : રાજદ્વારી રાજબંધારણને** અંગેના આ વિચાર સાથે વાચકને ગાંધીજીનું સૂત્ર 'યથા પ્રજા તથા રાજા', અને આત્મશુદ્ધિ વગર વ્યક્તિની જેમ જ પ્રજા પણ ચડી નથી શકતી — એ યાદ દેવડાવવા જેવું છે. જો પ્રજામાં શક્તિ ન હોય તો કાગળ પર પાડેલી પ્રજાસત્તા કાગળ પર જ રહી જાય છે; અને શક્તિ હોય તો કાગળ પર પડે કે ન પડે તોય પ્રજા સત્તા ભોગવે છે, એ ઇતિહાસસિદ્ધ વસ્તુ છે.

**૭–૩ : અર્વાચીન સંસ્કૃતિ** — એટલે કે, યુરોપીય સંસ્કૃતિ. તેની ગળથૂથી ગ્રીસ અને રોમે મૂકી છે. ડીન ઇંજ કરીને એક અંગ્રેજ વિચારક

તેના એક નિબંધમાં આ વિષે એમ લખે છે કે, “જો ગ્રીસે આપણને જે વારસો આપ્યો છે તે ન હોત તો આપણાં ધર્મ, ફિલસૂફી, વિજ્ઞાન, સાહિત્ય, શિક્ષણ કે રાજકારણ કાંઈ જ ન હોત: આપણે માત્ર જંગલી દશામાં જ હોત.”

૮-૨૩: **સોલન**—(ઈ. પૂ. ૬૩૮-૫૫૮) પ્રાચીન એથેન્સની જાહોજલાલીમાં જે નામાવલી સૌથી આગળ પડતી છે તેમાંનો સોલન એક છે. એથેન્સનો એ જબરો ધારાશાસ્ત્રી હતો. તેનું ઉપનામ ‘ડાહ્યો’ હતું અને આજ સુધી તે ‘ડાહ્યો’ સોલન જ કહેવાય છે. જીવનની શરૂઆતમાં તે કવિતા કરવા લાગ્યો હતો. પણ ધીમે ધીમે તે રાજતંત્ર તરફ વળ્યો ને ત્યાં જ એને પૂરો યશ મળ્યો. એથેન્સને કાયદો અને રાજબંધારણ આપનાર સોલન ગણાય છે. જે પુરતંત્ર આજ એથેન્સને નામે ઇતિહાસપ્રસિદ્ધ થયેલું છે, તેના પાયા નાંખનાર ને ઇમારત રચનારમાં સોલનને ગણવો જોઈએ.

૮-૨૩: **હેરોડોટસ**—(ઈ. પૂ. પાંચમું સૈકું) પ્રખ્યાત ગ્રીક ઇતિહાસકાર. જેને આજ ઇતિહાસ કહી શકાય એવું લખાણ કરનાર એ હોવાથી તેને ‘ઇતિહાસનો પિતા’ કહેવામાં આવે છે. કાળજીપૂર્વક પોતાનું સાહિત્ય એકઠું કરવું, તેમ મળેલા બધાને બરોબર ગાળી ચાળીને શુદ્ધ કરવું, અને એ પરથી સુંદર વાત ઘડવી, એ એના ગ્રંથમાં જોવા મળે છે. જોકે, આપણા મહાભારતની જેમ તેમાં પણ કાવ્યરસ, અલંકાર ઇત્યાદિ ઠીક ઠીક તેણે રેડ્યાં છે ખરાં. ગ્રીસ અને ઇરાનનો ઇતિહાસ પ્રત્યક્ષ જોવા તેણે લાંબી મુસાફરીઓ કરી હતી. ગ્રીસ અને તેના ટાપુઓ તો તે બધા જ ખૂંદી વળ્યો. એશિયામાઇનોરનો કિનારો આખો તે જોઈ વળ્યો. ઉપરાંત યુરોપ, એશિયા અને આફ્રિકાના કેટલાય પ્રદેશોમાં એ ફર્યો હતો. તે બધામાંથી ભેગી કરેલી માહિતી પરથી પોતાનો ઇતિહાસ-ગ્રંથ એણે લખ્યો છે. તેથી એમાં આડ-વસ્તુઓ ઘણી આવે છે. છતાં જૂના ઇતિહાસના શોધનારાઓને આજ પણ એનું કામ કીમતી થઈ પડેલું છે.

૮-૨૪: **સુખની વ્યાખ્યા**—આ વ્યવહારદક્ષ ને વાસ્તવદૃષ્ટિ પુરુષની સુખની વ્યાખ્યા જોડે આપણી નીચેની લોકોક્તિ સરખાવવા જેવી છે:—

“પહેલું સુખ તે જાતે નર્યા,
બીજું સુખ તે ઘેર દીકરા;
ત્રીજું સુખ ગુણવંતી નાર,
ચોથું સુખ કોઠીમાં જાર.”

**૯–૯ : ઑલિમ્પિયાના દેવોની પૂજા**—'ઑલિંપસ' એથેન્સ પાસેના એક ડુંગરાનું નામ છે. ગ્રીસની પુરાણ-કથાઓમાં આ પર્વત દેવોના સ્વર્ગ સમાન મનાતો. ત્યાં દેવો રહે છે ને ત્યાં તેમનો દરબાર પણ ભરાય છે એમ પ્રાચીન ગ્રીક લોકો માનતા. મેઘઘટાઓમાં તે બધા ઘેરાયા હોવાથી કોઈ મર્ત્ય તેમને દેખી ન શકે, એમ મનાતું. અલબત્ત એમની પૂજા થતી અને એ ગ્રીક ધર્મનું મુખ્ય અંગ હતું.

તે દેવોમાં **ડાયોનીસસ** અથવા 'બૅક્કુસ' કહેવાતો એક દેવ મદ્ય-દેવતા તરીકે મનાતો. જ્યુપિટર—ગ્રીકનો ઇંદ્ર—નો તે પુત્ર ગણાય છે. ગ્રીક દેવોમાં આની ગણના મોડી થવા લાગી એમ કહેવાય છે. વીર્ય અને વનસ્પતિના દેવ તરીકે તેની આરાધના થાય છે.

**ઍફ્રોડાઈટ**—હિંદુઓમાં રતિનું જે સ્થાન છે તેવું સ્થાન ગ્રીક દેવદેવીઓમાં આ સૌન્દર્યની પ્રતિમા સમી 'ઍફ્રોડાઈટ'નું મનાય છે. પ્રથમ તે જ્યુપિટરની પુત્રી મનાતી. પણ પાછળથી તે સમુદ્રમાંથી જન્મેલી મનાવા લાગી. પાછળથી તેનું નામ 'વીનસ' પડ્યું. પ્રાચીન યુરોપના કારીગરોએ એની મૂર્તિઓ કોતરવામાં ઘણી ભાવના અને કલા રેડ્યાં છે. ગ્રીક દંત-કથાઓમાં તેને કામદેવ (ઇરોસ)ની માતા તરીકે વર્ણવી છે.

**હર્મીઝ**—તે પણ જ્યુપિટરનો પુત્ર છે. તે કળાકૌશલ્ય ને શોધખોળનો દેવ મનાય છે. એટલે દેવાધિદેવ જ્યુપિટર પાસેથી ધન લાવી આપનાર પણ એ જ મનાય એ ઉઘાડું છે. પગે પાંખ બાંધેલો દેવોનો દૂત અને અગમ્ય લોકના રસ્તા જાણનાર પણ આ માયાનો પુત્ર ગણાય છે.

**આર્ટિમીઝ**—ગ્રીક દેવતાઓમાં એપોલો ઉર્ફે સૂર્ય એ પુરુષના તેજ અને બળનું પ્રતીક છે, તેવી રીતે એપોલોની બહેન 'આર્ટિમીઝ' ઉર્ફે 'ડાયના' કુમારિકાઓના સૌન્દર્યની પ્રતિમા જેવી મનાય છે. હરણ સાથેની આર્ટિમીઝને કેટલીક વાર ચંદ્રમા અને તેમાંના હરણ સાથે સરખાવવામાં આવે છે. આ સૂર્ય–ચંદ્રની જોડી એ ગ્રીકના ઇંદ્રદેવ જ્યુપિટર ઉર્ફે ઝયૂસનાં બાળકો લેખાય છે.

**૯–૧૭ : સોફિસ્ટ લોકો**—(ઈ. પૂ. ૬ઠ્ઠું અને ૫મું સૈકું) 'સોફિસ્ટ'નો શબ્દાર્થ થાય છે ડાહ્યો ઠરેલ શિક્ષક. અને તે લોકો પ્રાચીન ગ્રીસનો શિક્ષકવર્ગ હતા. ગ્રીક નવજુવાનોને તાલીમ આપી પ્રજાસત્તાક રાજ્ય ચલાવવા લાયક કરવાનું જવાબદારીભર્યું કામ તેઓને માથે હતું. તેઓની કાર્યપદ્ધતિ અને જ્ઞાનગોષ્ઠીઓ તથા ચર્ચા પરથી તેમણે ગ્રીક વિચારમાં એક ખાસ ભાત પાડી છે, ને તેથી ફિલસૂફીના ઇતિહાસમાં તેમના વર્ગને એક નામ આપી સમુદાયરૂપે તેમનો **વિચાર** થાય છે. પણ એમાંના કેટલાકની

પાછળની કાર્યપદ્ધતિ અને ચર્ચાપદ્ધતિ પરથી જ 'સોફિસ્ટ' શબ્દનો પાછલા ભાગમાં એવો અર્થ થયો છે કે, ખાલી શબ્દોની રમત કરી દલીલબાજી કરી જાણનારો, ને તેને આધારે હેત્વાભાસો ઊભા કરવામાં રાચનારો : એક ગાળ જેવો જ એ શબ્દ ગણાય છે. એ લોકની મુખ્ય શક્તિ પણ શાબ્દિક હતી. સૉક્રેટીસ અને પ્લેટોથી પૂર્વનાં સૈકાંના તે જનસમાજના જાણીતા શિક્ષકો હતા. આ બે સમર્થ વિચારકો તેમનાથી જુદા પડતા હતા. તેમણે નવી શિક્ષણપદ્ધતિ કાઢી તેની સાથે આ 'સોફિસ્ટ' લોકનું કામ કમી થતું ગયું.

**૧૦-૧ : ઍનૅક્સેગોરાસ** —(ઈ. પૂ. ૫૦૦-૪૨૮) એશિયામાઇનોરના એક ધનાઢય કુટુંબમાં તે જન્મ્યો હતો. ૨૦ વર્ષની ઉંમરે તેને તત્ત્વજ્ઞાનનો ભારે રસ લાગ્યો. ઍથેન્સમાં વસવાટ કરીને રહેનારા અને તે નગરીને તે દ્વારા જગમશહૂર કરનારા તત્ત્વજ્ઞાનીઓમાં એ પહેલપ્રથમ હતો. સૉક્રેટીસ, પેરિક્લિસ અને થુસિડિડીઝ જેવા નામાંકિત ઍથેન્સવાસીઓ એના શિષ્ય-મંડળમાં હતા. તત્ત્વજ્ઞાનની સેવામાં પડેલાને ધનવંચિત થવું પડે, તેમ તેને ભાગે પણ બન્યું. તે કહેતો, "તત્ત્વજ્ઞાન પાછળ પડતાં હું આ સંસારમાં તો ખુવાર થયો છું; પણ આત્મધનમાં હું સમૃદ્ધ બન્યો છું."

ઍનૅક્સેગોરાસને યુરોપીય ફિલસૂફીના ઇતિહાસમાં એક માનપ્રદ સ્થાન મળેલું છે. તેના વખત સુધી ગ્રીક વિચારમાં પુરાણોની શૈલી પ્રાધાન્ય ભોગવતી. આ માણસે તે પદ્ધતિ છોડીને બુદ્ધિવાદી શૈલી ગ્રહણ કરી. પુરાણી શૈલી પ્રમાણે, દેવદેવીઓની દંતકથાઓની જાળમાં બંધાવાને બદલે, કુદરત અને સૃષ્ટિનો બુદ્ધિથી વિચાર કરવાનો નવો રસ્તો તેણે પાડ્યો. સૂર્યચંદ્ર દેવો નથી; પણ સૂર્ય એક ધગધગતો પથ્થર છે અને ચંદ્ર માટીનો છે એમ એ કહેતો. પેરિક્લિસની રાજકારણમાં બોલબાલા હતી ત્યાં સુધી ઍથેન્સના લોકો આવી જાતની નાસ્તિકતા સામે બબડતા રહ્યા. પણ જ્યારે તેની આથમતી કળા થઈ ત્યારે તેમણે ઍનૅક્સેગોરાસને માટે ધર્મદ્રોહ બદલ દેહાંતદંડની સજા વિચારી. તે વખતે પેરિક્લિસે મિત્રના બચાવમાં પોતાની વક્તૃત્વશક્તિ વાપરીને તે શિક્ષાને બદલે દેશવટો કરાવ્યો : ઍનૅસેગોરાસને આમ ઍથેન્સ છોડવું પડ્યું જે તેણે શાંત ચિત્તે કર્યું. ત્યાર પછી બે વરસે તે મરણ પામ્યો. પરંતુ ઍથેન્સ છોડતાં પણ તે કહેતો તો આમ જ કે, "મેં ઍથેન્સ નથી ખોયું, ઍથેન્સે મને ખોયો છે."

એની કબર પર નીચેનું વાક્ય લખાયું છે : "જેનું મગજ સત્ય માર્ગની દિવ્ય શોધ કરનારું હતું એવા એ મહાન ઍનૅક્સેગોરાસનો દેહ આ કબરમાં છે."

**૧૦-૬ : એપિક્યૂરસ**—(ઈ. પૂ. ૩૪૧–૨૭૦) સૉક્રેટીસ અને તેના અનુયાયીઓના 'સૉક્રેટીક' યુગ બાદ એક નવી તત્ત્વ-શાખા શરૂ થઈ તે આ તત્ત્વજ્ઞાનીને આભારી છે. એ ગ્રીક દેવદેવીઓમાં માનતો ખરો, પણ તેનું તત્ત્વજ્ઞાન પરમાણુવાદને મળતું અને તેનું નીતિશાસ્ત્ર એક પ્રકારના આનંદવાદ કે સુખવાદની હિમાયત કરનારું હતું. આ બેના મિશ્રણની ફિલસૂફી તે એથેન્સના પોતાના બગીચામાં (૩૫ વર્ષની ઉંમરે) કાઢેલી શાળામાં શીખવતો. તેના પ્રભાવથી એણે શિષ્યમંડળ પણ જમાવ્યું હતું: તેઓ એનાં વચનોનો મુખપાઠ કરતા.

એનો જીવનાદર્શ સુખ કે આનંદ હોવા છતાં, જીવનમાં તે ભારે સંયમી અને વ્યવસ્થિત હતો અને તેવા જીવનનો તે પ્રચાર કરતો. આપણા ચાર્વાક કે લોકાયત અભિપ્રાયને મળતું એનું તત્ત્વજ્ઞાન લાગે છે. પણ, પ્રારંભના કડક ને સંયમી જીવનવાળા તેના પ્રણેતાઓ ગયા બાદ, પાછળથી આ સંપ્રદાય કેવળ ભોગવાદી થઈ પડ્યો; અને જેમ ડહાપણના ભંડાર સમા 'સોફિસ્ટો' પાછળથી વિતંડાવાદીમાં ખપ્યા, તેમ હાલના જમાનામાં 'એપિક્યૂરિયન'નો અર્થ એશઆરામી અને ઇંદ્રિયારામી ભોગવાદી થાય છે.

**૧૦-૮ : સ્ટોઈક લોકો**— એથેન્સમાં લગભગ ઈ. પૂ. ૩૦૦ની આસપાસ સ્થપાયેલી ફિલસૂફી-શાખામાં માનનારા લોક. તેનો સંસ્થાપક ઝેનો નામનો ફિલસૂફ (ઈ. પૂ. ૩૪૦–૨૬૫) હતો. ધંધે તે સાઇપ્રસનો વેપારી હતો. એટલે કે, તે ગ્રીસ બહારનો રહેવાસી હતો. ઇતિહાસકારો માને છે કે, પૂર્વના તેના રહેઠાણની અસર તેના તત્ત્વજ્ઞાનની ઉપર છે.

તેનું તત્ત્વજ્ઞાન એક પ્રકારના પ્રખર સંયમવાદ જેવું કહેવાય. એમાંથી તે કાળમાં અપૂર્વ એવા ઉદાત્ત જીવનની કલ્પના જન્મ પામી. સદ્ગુણ એ જ સર્વોત્તમ જીવનાદર્શ છે અને એની ઉગ્ર ને અનન્ય સાધના કરવી એમાં જીવનનું સર્વ-સાફલ્ય છે, એ સ્ટોઈક લોકોનો મુખ્ય સિદ્ધાંત હતો. તેથી તેઓ, એક રીતે જોતાં, એપિક્યૂરિયન લોકોથી ઊલટા જ લાગે છે. અંગ્રેજીમાં 'સ્ટોઈકનો'નો અર્થ પણ 'ભારે સંયમી, તપસ્વી' એવો થાય છે તે આ એમના મૂળ તત્ત્વજ્ઞાન પરથી. આવી માન્યતાવાળા લોક બુદ્ધિવાદી વિશેષ હોય, પોતાની શક્તિ પર વિશેષ ઝૂઝનારા હોય એ સ્પષ્ટ છે. છતાં, લૌકિક ધર્મનાં દેવદેવીની માન્યતાઓની ભાષામાં તેઓ વાત કરતા, જોકે તેમનો અર્થ પોતે પોતાનો કરતા. અને એ વસ્તુનો રાધાકૃષ્ણને ઉલ્લેખ કરેલો છે.

સ્ટોઈક લોકોના કડક જીવનના અને દેહદમનના દાખલા ગ્રીસ પછી રોમમાં પણ ઘણા મળી આવે છે. કેટો, બ્રૂટસ, માર્કસ ઓરેલિયસ સ્ટોઈક હતા.

સ્ટોઈક જીવનના દાખલા પાર વગરના ને રસિક હોય છે. તે બધામાંથી થોડા પણ આપવાનું આ સ્થાન નથી. છતાં એક આપવાનું મન રોકી શકાતું નથી. જે ગ્રીક તપસ્વીઓના જીવનમાંથી કેટલેક દરજ્જે સ્ટોઈક સંપ્રદાય જન્મ પામ્યો તેમાં ડાયોજીનીસનો દાખલો જાણીતો છે. પાણી પીવા માટે લાકડાનો પ્યાલો અને વગડામાં રહેવા માટે એક લાકડાના ટબ સિવાય તેની કાંઈ મિલકત નહોતી. એક વાર ગામને પાદરે કૂવા ઉપર સ્ત્રીઓ પાણી ભરતી હતી, ત્યાં એક છોકરાએ આવી પાણી પીવા માગ્યું. એક બાઈએ ઘડા વડે પાણી તેના હાથમાં રેડવા માંડયું અને પોશે પોશે એ છોકરાએ પીધું. આ જોઈ ડાયોજીનીસને લાગ્યું કે, આ છોકરો બે હાથથી પાણી પી શકે છે તો મારે વળી પ્યાલો શું કરવો છે? એમ કહી તેણે પોતાનો પ્યાલો ફેંકી દીધો.

એક વાર મહાન સિકંદર આ ડાયોજીનીસના દર્શને આવ્યો ત્યારે આ અવધૂત પોતાના ટબના મોઢા આગળ તડકામાં આરામ કરતો હતો. પોતે કાંઈ સેવા કરી શકે એમ હોય તો આજ્ઞા ફરમાવવાની સિકંદરે તેને વિનંતી કરી. તેના જવાબમાં ડાયોજીનીસે કહ્યું કે, 'તમે વચ્ચે ઊભા છો તેથી મારા ઉપર છાંયડો પડે છે, માટે જરા બાજુએ ખસીને સૂર્યનો તડકો આવવા દો એટલું બસ છે.'

**૧૦-૧૨: પાઇથાગોરાસ** — (ઈ. પૂ. ૫૮૦-૫૦૦) સોક્રેટીસની પહેલાં સો વરસે થઈ ગયેલા આ તપસ્વીના જીવનની આજુબાજુ દેવતાઓને યોગ્ય દંતકથાઓ વીંટળાઈ વળેલી છે. એશિયામાઈનોરના કિનારા પાસે સામોસ નામના બેટમાં એક ધનાઢ્ય વેપારીને ઘેર તે જન્મ્યો હતો. ૪૫-૫૦ વર્ષની ઉંમરે તે ઇટાલીમાં રહેવા ગયો. તે વખતના સર્વે સંસ્કારી દેશો, જેવા કે પેલેસ્ટાઈન, અરબસ્તાન, મિસર, ઈરાન અને હિંદુસ્તાનમાં તેણે ૩૦ વરસ સુધી મુસાફરી કરી અભ્યાસ કર્યો એમ કહેવાય છે. દેહના સુખદુ:ખથી પર એવા આ ઋષિને પાછળથી કેટલાક સૂર્યના પુત્ર તરીકે ઓળખાવતા, અને કહે છે કે જુદાં જુદાં શહેરોમાં એકી વખતે તેનાં દર્શન થતાં! વર્ષો સુધી મૌન ધારણ કરી, એકાંતવાસ સેવી, અનેક કસોટીઓમાંથી પસાર થાય તેઓ જ તેના ગૂઢ શિષ્યમંડળમાં દાખલ થઈ શકતા. ગણિત અને સંગીત-શાસ્ત્રની તેઓ પહેલ કરનાર ગણાતા. ફિલોસોફર' એ શબ્દ પાઇથાગોરાસે પહેલવહેલો વાપર્યો. જેના દેહની જડતા ઓગળી ગઈ હતી એવા આ ગુરુ અને તેના સંયમી શિષ્યોને, સૂર્ય ચંદ્ર અને ગ્રહોના ફરવાથી જે મધુરું સંગીત થતું કવિઓ કલ્પે છે, તે સંભળાતું. પુનર્જન્મમાં માનનાર યુરોપી તત્ત્વવેત્તાઓમાં પાઇથાગોરાસ હતો અને તે કારણે તેના મંડળમાં માંસ ખાવાની મનાઈ હતી. તેનું મંડળ ધર્મની બાબતમાં સુધારક ગણાતું. પાછળથી

આ ગુપ્ત મંડળોએ રાજકારણમાં ભાગ લેવા માંડ્યો અને લાંબો વખત ઇટાલીનો રાજવહીવટ કર્યો. પણ પાઇથાગોરાસના મરણ પછી સોએક વરસે ઇટાલીની પ્રજાથી એમનો કડક વહીવટ સહન ન થઈ શકવાથી ઠેર ઠેર બળવો થયો અને આ ગુપ્ત મંડળનો અંત આવ્યો. તે જમાનાના પ્રમાણમાં સ્ત્રીઓ વિષે પાઇથાગોરાસનો ઘણો ઊંચો અભિપ્રાય હતો. સ્ત્રીઓને તે ઉપદેશ આપતો અને શીખવતો. તેની પત્ની જાતે તત્ત્વવેત્તા હતી અને એના મંડળમાં જે જાણીતાં હતાં તેમાં ૧૫ તો સ્ત્રીઓ હતી.

૧૦-૧૨ : **ઑર્ફિક લોકો** — ગ્રીક દેવતા, ઑર્ફિયસના નામ પરથી ચાલતા તેના એક ધર્મસંપ્રદાયના લોક (ઈ. પૂ. ૬ઠ્ઠું સૈકું). પાઇથાગોરાસના અનુયાયીઓ અને આ લોકના ધર્મજીવનમાં કેટલુંક સામ્ય એ છે કે, બેઉ અમુક સંયમમાં માને છે અને તેમના વિધિનિષેધોમાં એક પ્રકારની સમાન છટા જોવા મળે છે. આ લોકની માન્યતામાં કેટલાક ગૂઢ ધર્મવિધિઓ હતા; પરંતુ ગ્રીસના અનેક દેવોમાં તેઓ માનતા; તેમનો સંબંધ, અને તેમનાં અર્ચનપૂજનાદિમાં કાંઈક ભેદ હતો એટલું જ.

૧૦-૧૩ : **નવ-પ્લેટોવાદીઓ** — (ઈ. સ. ૨૦૦થી ૫૨૯) ગ્રીક તત્ત્વવેતાઓ ધાર્મિક માન્યતાઓ ઉપર મદાર બાંધવાને બદલે બુદ્ધિથી વિચાર કરી ફિલસૂફીના પ્રશ્નોનો વિચાર કરતા. તે જમાનો વહી ગયા પછી અને ખ્રિસ્તીધર્મની બાઈબલમાં લખેલી માન્યતાઓએ તત્ત્વજ્ઞાનનું રીતસરનું સ્વરૂપ ધારણ કરવા માંડયું — એ બેના વચગાળાના વખતમાં મિસરનો પ્લોટીનસ, જે એલેક્ઝાન્ડ્રિયામાં તત્ત્વજ્ઞાન શીખ્યો હતો, તે રોમમાં આવીને વસ્યો. જે તત્ત્વ છે; આદર્શ છે, તે જ સત્ય છે: અને દેહ અગર જડ વસ્તુઓ છે, તે સત્યને કદરૂપું બનાવી છેવટે અસત્ય બનાવી દે છે, — આવી આવી વિચાર-રેખાઓનું મૂળ પ્લેટોમાં માલૂમ પડે છે, તે વિચારશ્રેણીને આગળ લઈ જનાર આ પ્લોટીનસ હતો. ઈરાન અને ખ્રિસ્તી સંપ્રદાયની અસરને લીધે, દેહ એ જૂઠો છે અને આત્મા એ જ સત્ય છે એવી ભાવનાની પણ તેના શિક્ષણમાં અસર હતી. પોતાના આત્માને દેહમાં જકડાવું પડ્યું એ વિચારે જ પ્લોટીનસને શરમ આવતી. કહે છે કે પોતાની જન્મતિથિ કોઈ દિવસ તે યાદ ન રાખતો અને દેહનાં માતાપિતાનાં નામ પણ તે બોલતો નહિ. શરીરને થતું સુખ કે દુઃખ બંને માયા છે એમ તે માનતો. આત્માના ઉદ્ધાર માટે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ જરૂર આ લોકો સ્વીકારતા. પણ છેવટે તો બુદ્ધિ દ્વૈતનો જ વિચાર કરી શકે છે, એટલે ઈશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર બુદ્ધિથી થવો અસંભવિત છે એમ તેઓ માનતા. એટલે તત્ત્વજ્ઞાનમાં અમુક દરજ્જે પહોંચ્યા પછી આત્મા પરમાત્માને કોઈ ગૂઢ રીતે ઓળખે છે એવો તેમનો

મત છે. આનું નામ ગૂઢવાદ કહેવાય છે. પાછળથી ખ્રિસ્તી ધર્મ અને સંસ્થાનો પ્રચાર વધતો ગયો તેમ તેમ બાઈબલ ઉપર આધાર રાખી ફક્ત તેમાંથી જ તાર કાઢવાને બદલે તત્ત્વવેત્તાઓ પોતાની બુદ્ધિ વડે ગ્રીક લોકોની માફક થોડો ઘણો પણ સ્વતંત્ર વિચાર કરે એ સહન થઈ શક્યું નહિ. અને ઈ. સ. ૫૨૯માં રોમના સમ્રાટ જસ્ટીનિયનના ફરમાનથી એથેન્સનું નવ-પ્લેટોવાદ શીખવતું વિદ્યાલય બંધ થયું, બિન-ખ્રિસ્તી ફિલસૂફી શીખવવાની મનાઈ થઈ, અને એ તત્ત્વવેત્તાઓને દેશવટો લેવો પડ્યો.

**૧૦–૧૫ : પિંડાર** — (ઈ. પૂ. ૫૨૨–૪૪૩) પ્રાચીન ગ્રીસનો મહાન કવિ. તેનાં કાવ્યોમાં ગ્રીક દેવો પ્રત્યે ભક્તિભાવ જોવામાં આવે છે. પણ જે સંગીન સલાહ માણસને જીવનમાં અનુસરવા તે આપે છે, તે 'ડહાપણ અને સુખ' માટે મથવાની અને તે કહે છે કે, આ જેમણે મેળવ્યાં તેમણે પછી દેવ થવાની શોધમાં ન પડવું.

**૧૦–૧૫ : પેરિક્લિસ** — (ઈ. પૂ. ૪૯૦–૪૨૯) આ એથેન્સનો પ્રખ્યાત રાજપુરુષ ને ઍનેક્સેગોરાસનો શિષ્ય અને મિત્ર હતો. પ્રારંભમાં આ રાજપુરુષને ભારે સફળતા અને કીર્તિ મળ્યાં; પણ પાછળના ભાગમાં તેના વિરોધીઓ ફાવ્યા અને એની સત્તાની ઊતરતી કળા થઈ હતી. આમ થવામાં, ધર્મ બાબતમાં તેની બુદ્ધિવાદી દૃષ્ટિ હતી એમ પણ એક કારણ મનાય છે. વિદ્યા, કળા ને સાહિત્યને ઉત્તેજન અને આશ્રય આપનાર તરીકેની તેની નામના પણ નોંધવા જેવી છે. પોતે જાતે પણ વિદ્યોપાસક હતો. ઍનેક્સેગોરાસ પાસેથી તેણે ખગોળ વગેરે વિદ્યાઓ મેળવી હતી. ગ્રીસના પ્રાચીન મહાપુરુષોમાં આ રાજપુરુષ તેની અનેકવિધ શક્તિઓ અને પ્રતિભાને લઈને નોખી જ ભાત પાડે છે. એની વક્તૃત્વશક્તિ ભારે જબરી હતી. પોતાની કારકિર્દીમાં તેણે યુદ્ધો પણ ખેડ્યાં હતાં.

**૧૧–૧ : થુસિડિડીઝ** — ઈ. સ. પૂ. પાંચમા સૈકાના આ પ્રખ્યાત એથેન્સવાસીના જન્મ કે મરણની તારીખો ચોક્કસ મળતી નથી. ઈ. પૂ. ૪૭૧–૪૦૧ની તારીખ કેટલાક આપે છે. આ પુરુષનું કાર્યક્ષેત્ર રાજકારણ હતું. સેનાપતિ તરીકે એક લડાઈમાં તેની ગફલતને કારણે તેને એથેન્સ બહાર કરવામાં આવ્યો હતો, અને એમ નિરાંત મળતાં તે પોતાને ગામ જઈ રહેવા લાગ્યો ને ત્યાં તેણે, પોતે જેમાં જાતે લડેલો તે યુદ્ધનો ઇતિહાસ લખવા માંડ્યો. એ પૂરો કરવા જેટલું તે જીવ્યો નહિ; પરંતુ જેટલો છે તે પણ તે કાળની માહિતી માટે અમૂલ્ય વારસો ગણાય એ ઉઘાડું છે.

**૧૧–૪ : ઐહિક માનવધર્મ** (Humanism) — મનુષ્યની શક્તિ પર નિષ્ઠા રાખનારી આ તત્ત્વદૃષ્ટિ એમ બતાવે છે કે, મનુષ્યનું ઐહિક જીવન

મુખ્ય વસ્તુ છે અને તેના ધર્મો તથા લક્ષણો વગેરેને તપાસવાં, સંભાળવાં અને ખીલવવાં એ સાચો પરમાર્થ અને વાસ્તવિક દિશા છે. ગૂઢવાદથી સામેની આ દૃષ્ટિ છે એ બતાવવાની જરૂર નથી. આ દૃષ્ટિ આજના જમાનામાં ભારે જોર પર આવી છે એ સૌ જાણે છે. એનાં મૂળ યુરોપમાં આટલાં જૂનાં છે એ અહીં નોંધવું જોઈએ.

**૧૨–૬ : પુરરાજસત્તા** — ગ્રીક રાજવ્યવસ્થા અને સમાજરચનાનું મુખ્ય વસ્તુ આ પુરરાજ્યપદ્ધતિ હતું. આજ જેમ રાષ્ટ્રને એકમ ગણાય છે તેમ ગ્રીક લોકો એક એક નગરને ગણતા અને એની આસપાસ પોતાનું વર્ચસ્વ અને સંસ્કૃતિ વણતા અને વિકસાવતા. પરિણામે, જેમ આજ સ્વતંત્ર રાષ્ટ્રોની યાદવાસ્થળી ઊપજી છે તેમ જ તે કાળમાં સ્વતંત્ર પુર-રાજ્યોનું બન્યું. આ જ વસ્તુને પા. ૧૩ પર રાધાકૃષ્ણન ગ્રીક લોકે જગતને આપેલો નિષેધાત્મક બોધ કહે છે. અને એમાંથી જ ગ્રીસનું પતન થયું અને તેના કરતાં મોટા સમુદાયને સંગઠી શકનાર રોમન પ્રજાનો ઉદય થયો. (જુઓ પા. ૧૩–૬.) બુદ્ધકાળમાં લિચ્છવી વગેરે પ્રજાસત્તાક રાજ્યોને મળતી આ ગ્રીક સમાજવ્યવસ્થા લાગે છે. જોકે, ગ્રીક વ્યવસ્થામાં ગુલામનું જે સ્થાન હતું તે તેનું જ અનોખું તત્ત્વ છે. ગ્રીક રાજતંત્રમાં ગુલામોને મતાધિકાર કે કાંઈ નહોતું. સંપત્તિ ઉત્પન્ન કરવાનું મજૂરિયાતી કામ તેમને કરવાનું હોતું.

**૧૪–૩ : મધ્યયુગની સંસ્કૃતિ** — યુરોપીય સંસ્કૃતિ અને ઇતિહાસનો ઈ. સ. ૫ માથી ૧૫ મા સૈકા સુધીનો ગાળો 'મધ્યયુગ' કહેવાય છે; જોકે ઇતિહાસકારો તો એવા કોઈ તદ્દન અલગ પડી જતા ને નિરાળા ભાગની કલ્પનાને શાસ્ત્રશુદ્ધ નથી માનતા, કેમ કે યુરોપીય ઇતિહાસ ને સંસ્કૃતિ, એમને મન, એક અને સતત વિકસતી જીવંત વસ્તુ છે.

આ યુગમાં યુરોપ પાછું પડયું, તે ન આવ્યો હોત તો યુરોપનું સારું જ થાત, એમ ઘણા માને છે. અને તેથી, અંગ્રેજીમાં 'મધ્યયુગીન' શબ્દ એટલે કાંઈક અવૈજ્ઞાનિક, જડ, અબુદ્ધિવાળું એમ સમજાય છે. આ વસ્તુ તે યુગને અન્યાય કરનારી છે એમ રાધાકૃષ્ણન શરૂમાં જ કહે છે, અને પોતે તેની જે મહત્તા માને છે ને મર્યાદા પણ જુએ છે તે બતાવે છે.

મધ્યયુગની વિધાયક શક્તિઓ તે આ બે :— પોપ અને ખ્રિસ્તીધર્મ-સંસ્થા; તથા 'પવિત્ર રોમન સામ્રાજ્ય.' આ બે વસ્તુઓને આ પ્રકરણમાં વ્યાખ્યાતાએ ચર્ચી છે. આ બે વસ્તુની સાચી શક્તિ ૧૧ મા સૈકાના મધ્યભાગ પછી જામવા લાગી. તે પૂર્વેનો કાળ મધ્યયુગનો ટીકાપાત્ર કાળ છે એમ કહેવું જોઈએ. ઇતિહાસકારોએ એ ૫–૬ સૈકાંને 'અંધકારયુગ' નામ

આપ્યું છે. આ વ્યાખ્યાનમાં એ યુગને છોડીને, શયાકૃષ્ણને પ્રગતિના તાંતણાને જ સીધો દોરી બતાવ્યો છે, એટલે અહીં એ યુગનું વધારે વિવરણ અસ્થાને છે.

**૧૪-૧૧ : માર્કસ ઑરેલિયસ એન્ટોનિનસ**—(ઈ. સ. ૧૨૧-૧૮૦) રોમનો એક પ્રખ્યાત સમ્રાટ અને સ્ટોઈક-પંથી તત્ત્વજ્ઞાની. તેથી એનામાં સ્ટોઈકનું સંયમી જીવન ને રહેણીકરણી હતાં. ઈ. સ. ૧૬૧ માં તેના કાકા મરી ગયા પછી તે રોમન સામ્રાજ્યની ગાદી પર બેઠો.

તેની કારકિર્દી દરમ્યાન તેને ઘણી લડાઈઓ લડવી પડી હતી. અંદરના શત્રુઓ પણ હતા. આ બધામાં તેની ખાનદાની, ઉદારતા, અને ઉદાત્ત ક્ષમાભાવ ખાસ તરી આવે છે. પણ તે ખ્રિસ્તીધર્મનો વિરોધી હતો. પોતાના રાજ્યમાં ખ્રિસ્તીઓ સામે તેણે દમનનીતિ જ અખત્યાર કરી હતી. કેટલાક ઇતિહાસકારો — કદાચ તેઓ આજ ખ્રિસ્તી છે તે કારણે? — આને માટે એની સામે ઘસાવું લખે છે. પણ માર્કસ ખ્રિસ્તી તત્ત્વ સામે જ શુદ્ધ ભાવે હતો. તેને મન ગ્રીક-રોમન દેવપૂજા એક કીમતી ને જરૂરી વાત હતી. તે પૂજાને તે માન આપતો. આ નવો ધર્મ તેની સામે જતો તેને લાગતો, તેથી તેની પ્રત્યે તેની રહેમદિલી નહોતી.

માર્કસનું પ્રખ્યાત પુસ્તક ('મનનો') 'Meditations' જગતના મહાન ગ્રંથોમાં ગણના પામે છે. જીવનભરનાં મનનો તેણે એમાં નોંધ્યાં છે: આ મહાન રોમન સમ્રાટનો આપણને એ અમર વારસો છે.

**૧૪-૨૨ : જસ્ટીનિયન**—(ઈ સ. ૪૮૩-૫૬૫) રોમન સામ્રાજ્યના અંતિમ ભાગનો સૌથી મહાન બાદશાહ. લડાઈના વિજયો, મહાન બાંધકામો, અને કડકાઈભરી રાજનીતિ એની કારકિર્દીનાં ખાસ લક્ષણો છે. તે ભારે મનસ્વી અને દઢ મનવાળો હતો. અ-ખ્રિસ્તીઓ અને ખ્રિસ્તીધર્મમાં સુધારાવાદીઓ પર એણે બરોબર સોટો ચલાવ્યો હતો. અને તેની રૂએ જ તેણે એથેન્સના અ-ખ્રિસ્તી ફિલસૂફોની શાળાઓ બંધ કરાવી તેમને કાઢી મૂક્યા હતા.

પણ આજ આખું યુરોપ આ બાદશાહને યાદ કરે છે તે તેના એ અમરકાર્યને માટે કે, તેણે આખા રોમન કાયદાનું સારદોહન કરાવી એક સમૂહમાં સંપાદન કરી આપીને રોમના સંસ્કૃતિ-ધનનો અમૂલ્ય વારસો યુરોપને આપ્યો છે, જેનાથી યુરોપ આજ પણ માતબર છે.

**૧૫-૨ : કૉન્સ્ટંટાઈનનું ધર્માન્તર**—(રોમનો બાદશાહ ઈ. સ. ૨૮૮ ?—૩૩૭). ઈ. સ. ના પ્રારંભથી પ્રાચીન ગ્રીક રોમન દેવપૂજાનો ધર્મ અને નવો આવેલો ખ્રિસ્તી ધર્મ રોમન સામ્રાજ્યમાં સામસામે આખડવા

લાગ્યા. આદિ ખ્રિસ્તીઓ તેમની શ્રદ્ધા, સહનશક્તિ, અને શુદ્ધ બલિદાનને જોરે માગ મુકાવતા આવતા હતા. એમના આ સહન ને બલિદાનના ઇતિહાસ રોમાંચક છે. એ ઝઘડાના ઇતિહાસનો અંત કૉન્સ્ટંટાઈનના સમયમાં એ આવ્યો કે, તેણે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. તે તેણે કઈ સાલમાં સ્વીકાર્યો એ જાણવા નથી મળતું, પણ તેના જીવનના અંતભાગમાં હશે એમ ઇતિહાસ પરથી લાગે છે. આ સ્વીકારને રાધાકૃષ્ણન 'ખ્રિસ્તી ધર્મની જીતનો જાહેર એકરાર' કહીને વર્ણવે છે એ યથાયોગ્ય છે.

આ બાદશાહ રોમની રાજગાદી 'કૉન્સ્ટંટિનોપલ' નામનું નવું ગામ વસાવી ત્યાં લઈ ગયો. તેનું ખાતમુહૂર્ત ખ્રિસ્તીઓને હાથે એણે કરાવ્યું. પોતાના છોકરાના શિક્ષણનું કામ એણે ખ્રિસ્તીઓને સોંપ્યું હતું. તેના ખ્રિસ્તી ધર્માંતરમાં શુદ્ધ ધર્મબુદ્ધિ કે તત્ત્વદર્શન હોય તે કરતાં દક્ષ રાજપુરુષ તરીકે તેણે એ ધર્મને તે કાળમાં રાજધર્મ તરીકે લેવા યોગ્ય માન્યો હોય, એવો મત ઇતિહાસકારોમાં છે.

**૧૧–૮ : સંત ઑગસ્ટાઈન** — (ઈ. સ. ૩૫૪–૪૩૦) ખ્રિસ્તીધર્મ અને તત્ત્વદૃષ્ટિ નિરૂપનારાઓમાં પ્રથમ કોટિનો ગણાતો સંત મહાત્મા. ખ્રિસ્તીધર્મના ઉદયકાળમાં તેના પર આ મહાપુરુષની પ્રતિભાની છાપ ભારેમાં ભારે પડેલી ગણાય છે ખ્રિસ્તી ધર્મતત્ત્વની જે સમજ તેણે જીવન મથીને કાઢી દેખાડી તે લગભગ આખા મધ્યયુગમાં અખંડ રહી અને રોમન કૅથલિકો આજ પણ એને માન આપે છે

એની આત્મકથાનું નામ 'આત્મનિવેદન' છે. ભક્તહૃદયનો તાદૃશ ચિતાર આપતું આ પુસ્તક જગતની થોડીક અમર આત્મકથાઓમાંનું એક ગણાય છે.

**૧૧–૨૩ : સંત ટૉમસ ઍક્વિના** — (ઈ. સ. ૧૨૨૭–૧૨૭૪) ઇટાલીનો વતની આ મહાન તત્ત્વજ્ઞાની મધ્યયુગની મહત્તા ઘડનારા મહાપુરુષોમાંનો એક છે. મહાન પંડિત અને ફિલસૂફ તરીકેની તેની ખ્યાતિ આજ પણ ખ્રિસ્તીધર્મના ઇતિહાસમાં અંકાઈ ચૂકેલી છે. રાધાકૃષ્ણન મધ્યયુગને બુદ્ધિની પ્રખરતાનું પ્રમાણપત્ર આપે છે, તે આ પંડિત અને તર્કશાસ્ત્રી તથા ફિલસૂફની શક્તિને ઠીક ઠીક આભારી છે.

**૧૧–૨૫ : ઍરિસ્ટૉટલ** — (ઈ. પૂ. ૩૮૪–૩૨૨) ગ્રીક ફિલસૂફોમાં એક અગ્રગણ્ય ફિલસૂફ. પ્લેટોનો તે શિષ્ય હતો, અને મહાન સિકંદરનો તે ગુરુ થાય. પ્લેટોના મરણ બાદ તેણે સિકંદરના શિક્ષણનું કામ લીધું, અને પછી પાછો એથેન્સમાં આવ્યો ને તેની પ્રખ્યાત શાળા 'લીસિયમ' તેણે સ્થાપી. ઍરિસ્ટૉટલે કોઈ નવી વિચારશાખા સ્થાપી એમ ન કહેવાય.

પણ તેની પ્રતિભા, એક રીતે જોઈએ તો, આપણા 'કલિકાલસર્વજ્ઞ' હેમાચાર્ય જેવી હતી : એક પણ જ્ઞાનશાખા આ પ્રખર પ્રતિભાશાળી વિદ્વાનને હાથે શાસ્ત્ર બનવામાંથી બાકી નથી રહી એમ કહો. એણે તેના જમાના સુધીમાં એકઠા થયેલા જ્ઞાનભંડારમાં વ્યવસ્થા આણી, તેનાં શાસ્ત્ર ઘડ્યાં. તેમાં ખાસ ધ્યાન ખેંચે એવું એનું તર્કશાસ્ત્ર ગણાય. કેમ કે, લગભગ ૧૯મા સૈકા સુધી યુરોપના તર્કશાસ્ત્રમાં એ પ્રમાણગ્રંથ હતો, અને વિજ્ઞાનની પ્રગતિને કારણે વધેલી ને ખીલેલી નવી તર્કશાખા બાદ કરીએ તો આજે પણ ઍરિસ્ટૉટલનું તર્કશાસ્ત્ર ઓછું સ્થાન નથી પામતું.

જ્ઞાનવ્યવસ્થિતિના મહાન કામથી યુરોપની ફિલસૂફી પર આ પુરુષની છાપ કાયમની રહી ગઈ છે એમ કહેવાય.

**૧૯–૧ : બે શહેરો** — રોમ જ્યારે શત્રુઓ આગળ ગબડવા લાગ્યું ત્યારે ભલભલા લોકોને પણ થયું કે જાણે ખડક ચળ્યો ! ( જુઓ પા. ૧૯ ) તે વખતે સંત ઑગસ્ટાઈને અચળ અમર એવું બીજું શહેર લોકોને દેખાડ્યું; તે ઈશ્વરનું ધામ. પાર્થિવ લોકદૃષ્ટિ અને પારમાર્થિક સાંપરાય-દૃષ્ટિને બે શહેરોની ઉપમા આપી છે, એ ઉઘાડું છે.

**૧૯–૯ : મહાભિનિષ્ક્રમણની છાયા** : આવી જ જાતનું પરિણામ આપણા દેશમાં માયા-વાદ અને લીલા-વાદના અર્ધદગ્ધ ખ્યાલોથી કદાચ આવ્યું, એમ કેટલાક કહે છે; તે પણ અહીં સરખાવવા જેવું છે. મહાવીરના જમાનાની શ્રમણ-સંસ્કૃતિની અસર પણ અહીં વિચારવા જેવી છે.

**૧૯–૨૩ : રોમન સામ્રાજ્ય** — ઉત્તર યુરોપના બ્રિટન, ફ્રાન્સ અને જર્મનીના પ્રદેશો રોમન સામ્રાજ્યમાં હતા તે ઈસ્વી સનના પ્રારંભકાળમાં સ્વતંત્ર થઈ ગયા. અને જર્મનીની પ્રજાઓના ધસારાને લઈને રોમન સામ્રાજ્ય પાછું હઠતું હઠતું રાજધાની કૉન્સ્ટંટિનોપલમાં લઈ ગયું. કૉન્સ્ટંટાઈન અને જસ્ટીનિયન બાદશાહોએ જૂની જાહોજલાલી પાછી મેળવવા ફાંફાં મારેલાં; પણ તેમાં એમને પૂરો યશ ન મળ્યો, જોકે જૂની રોમન સત્તાની ધાકધમાક જરૂર તે દાખવી શક્યા.

પા. ૧૯ પરની છેવટની લીટીઓ તે કાળના આ રોમન ઇતિહાસને અંગે છે.

**૨૦–૩ : પવિત્ર રોમન સામ્રાજ્ય** — મૂળ રોમન સામ્રાજ્ય તૂટ્યા પછી, પોપના આશીર્વાદથી, ૧૦મા સૈકામાં, પશ્ચિમ યુરોપમાં ફ્રાન્સ જર્મનીના પ્રદેશમાં જે રાજસત્તાનો ઉદય થયો તેને આ નામ અપાય છે. રોમના સામ્રાજ્યે યુરોપમાં જે સામ્રાજ્યની એકછત્રતાની ખૂબીનો સ્વાદ ચખાડ્યો, ને જે તેના નાશ પછી લોકોના મનમાં રહી ગયો હતો, તેમાંથી આ પ્રકારના

સામ્રાજ્યનો ઉદય થયો એમ ઇતિહાસકારો સમજાવે છે. આ સામ્રાજ્ય ઇતિહાસમાં ૧૯મા સૈકા સુધી ચાલતું હતું તે છેવટે ૧૮૦૬માં ખરેખર નામશેષ થયું! જોકે યુરોપીય સુસ્રમાનસમાંથી આવા સામ્રાજ્યની કાંઈક વાત ૧૯૧૪ના મહાયુદ્ધ વખતે પણ જર્મન પ્રજામાં જોર પ્રેરતી હતી ખરી!

૨૦-૬ : આ બધાં નામો મધ્યયુગની મુખ્ય વિભૂતિઓનાં છે. શાર્લમેન, ઑટ્ટો અને બાર્બરોસા રાજદ્વારી પુરુષો છે; હિલ્ડેબ્રાન્ડ પોપની સત્તાના પ્રતીકરૂપ ધર્મગુરુ છે; એક્વિના અને ડેન્ટે તે યુગનાં સાહિત્ય, વિદ્વત્તા અને ફિલસૂફીના પ્રતિનિધિઓ છે.

**શાર્લમેન** (ઈ. સ. ૭૪૨–૮૧૪) ફ્રેન્ક લોકોનો રાજા; પોતાની સંગઠનશક્તિ, બુદ્ધિબળ, યોજનાશક્તિ, અને મહેનતથી આખા યુરોપ પર પ્રભાવ પાડતા મહાન રોમન બાદશાહને પદે પહોંચ્યો હતો. મધ્યયુગને ઘડનારાઓમાં પ્રથમ અને પહેલી પંક્તિનો એ ગણાય. ફ્રાન્સ, જર્મની, સ્પેન અને ઇટલીના ઘણાખરા પ્રદેશનું સામ્રાજ્ય એણે સ્વબળથી સંપાડી, ખુદ પોપ પાસેથી 'રોમન સમ્રાટ'નો મુકટ મેળવ્યો હતો. (ઈ. સ. ૮૦૦.) અને ત્યારથી 'પવિત્ર રોમન સામ્રાજ્ય'નો પ્રારંભ થયો એમ કહી શકાય.

**ઑટ્ટો-૧** (ઈ. સ. ૯૧૨–૯૭૩) મૂળ જર્મનીનો રાજા; શાર્લમેનની પેઠે આપબળથી ઇટલી વગેરે પ્રદેશોમાં વિજય કરી તે પણ પોપ પાસેથી 'રોમન સમ્રાટ'પદનું માન પામ્યો. શાર્લમેન પછી એક સૈકું નબળું અને અવ્યવસ્થિત ગયા પછી આ રાજાએ પાછું 'પવિત્ર રોમન સામ્રાજ્ય' સશક્ત ને જીવંત કર્યું. એ અર્થમાં એણે તેને સ્થાપ્યું એમ પણ કહી શકાય. કેમ કે, જે રૂપમાં એણે તે ઘડ્યું તે જ રૂપની છટા પછીનાં સૈકાંમાં ટકી રહી હતી.

**ફ્રેડરિક બાર્બરોસા** (ઈ. સ. ૧૧૨૩–૧૧૯૦) શાર્લમેન અને ઑટ્ટો જેવો પ્રભાવશાળી રોમન બાદશાહ. ઑટ્ટોના વખતથી રોમન શહેનશાહત જર્મન રાજાના હાથમાં આવી હતી અને તે આખા 'પવિત્ર રોમન સામ્રાજ્ય'નું એક સ્થૂળ લક્ષણ જ બન્યું હતું. બાર્બરોસાએ એ શહેનશાહત જમાવવામાં યુદ્ધો કર્યાં ને વિજય મેળવ્યો.

ઉપરના ત્રણે રાજપુરુષો એક-સામ્રાજ્યસત્તામાં માનનારા હતા એ આટલા ઉપરથી સ્પષ્ટ જણાશે.

**હિલ્ડેબ્રાન્ડ** (ઈ. સ. ?–૧૦૮૫) એક-ધર્મસત્તાનો ચુસ્ત હિમાયતી, આ પુરુષ ગ્રેગરી ૭માના નામ પરથી પોપપદ સુધી (ઈ. સ. ૧૦૭૩) પહોંચ્યો હતો. ધર્મસત્તા અને રાજસત્તા એક હાથ થયા પછી મધ્યયુગમાં એ બે વચ્ચે શો સંબંધ: કોનો હાથ ઉપર? — એ પ્રશ્ન ભારે રસાકસીનો

બન્યો હતો. અને તે સૈકાં સુધી ચાલેલો. હિલ્ડેબ્રાન્ડ માનતો કે, પોપ ઈશ્વરનો પૃથ્વી પરનો પ્રતિનિધિ છે, તેની નીચે જ રાજતંત્ર રહેવું જોઈએ. એટલે આ રસાકસીમાં પોપના પક્ષને જબરો બનાવવા એણે બધી પોતાની શક્તિ ખરચી. તે જબરો મુત્સદ્દી સંગઠનકાર અને ધગશવાળો માણસ હતો. તેથી આ કામમાં એ સારો ફાવ્યો. પણ છેવટે તેના શત્રુઓ જ વધ્યા ને અંતે એકલવાયો પડી જઈને મૂઓ.

**ડેન્ટે** (ઈ. સ. ૧૨૬૫–૧૩૨૧) જગપ્રસિદ્ધ મહાન ઇટાલિયન કવિ. 'ડિવાઈન કૉમેડી' (દિવ્યલીલા) નામનો તેનો કાવ્યગ્રંથ જગસાહિત્યમાં સ્થાન પામ્યો છે. એને વિષે વધુ માટે જુઓ પા. ૨૧ની વચમાં.

**૨૦–૯ : પૂર્વનું રોમન સામ્રાજ્ય**—કૉન્સ્ટન્ટાઈને કૉન્સ્ટન્ટિનોપલ વસાવ્યા પછી તે શહેર પૂર્વ તરફના રોમન રાજની રાજધાની બન્યું હતું. અને ત્યાર બાદ રોમન સામ્રાજ્યના બે ભાગલા પડ્યા હતા. પૂર્વનો બાદશાહ જુદો હતો અને પશ્ચિમના સામ્રાજ્યની સત્તા ધીમે ધીમે ફ્રાન્સ જર્મનીના પ્રદેશ તરફ જતી ગઈ, જેનું નામ 'પવિત્ર રોમન સામ્રાજ્ય' ઇતિહાસમાં કહેવાવા લાગ્યું. પૂર્વનું સામ્રાજ્ય તુર્ક લોકે કબજે કર્યું ને તે પ્રદેશમાં પોતાની સત્તા જમાવી, જેનો અવશેષ આજનું યુરોપીય તુર્કસ્તાન છે.

**૨૦–૧૦ : નવા યુગની નોબત**—નવો યુગ એટલે યુરોપનો પુનરુત્થાનકાળ. જે ગ્રીસરોમની જ્ઞાનોપાસના વચ્ચેનાં સૈકાંમાં આડ-ફાંટે પડી હતી, તે પાછી યુરોપને આ તુર્ક લોકના વિજય બાદ લાધી; અને તેને જોરે નવા યુગની નોબત શરૂ થઈ. આ યુગની ચર્ચા પ્રકરણ ૪થામાં છે.

**૨૦–૧૨ : ખ્રિસ્તી ધર્મે** ગ્રીક લોકોના ઐહિક માનવધર્મમાં (જુઓ પા. ૧૧–૪ પરની ટિપ્પણી) આ સ્પષ્ટ સુધારો કર્યો કહેવાય. ઐહિક દૃષ્ટિ એકલી પૂરતી નથી, સાંપરાય દૃષ્ટિ પણ એટલી જ વાસ્તવ છે ને બેઉ અન્યોન્યપૂરક છે, એ યુરોપને ખ્રિસ્તી ધર્મની ભેટ છે. પરંતુ આજ ત્યાં ગળથૂથીમાં રહેલી ગ્રીક દૃષ્ટિ જ જોર પર છે: જોકે ખ્રિસ્તીધર્મના યુરોપીય સ્વરૂપને ઘડનારા મધ્યયુગમાં એ બેઉ દૃષ્ટિના સંમિલનરૂપ એક જીવનદૃષ્ટિ વિકસાવવાના પ્રયત્નરૂપે રાધાકૃષ્ણન, ડેન્ટેનું નામ પા. ૨૧ ઉપર આપી, એ જીવનદૃષ્ટિની ચર્ચા કરે છે. વાચક તે ભાગ પણ આની સાથે જુએ.

**૨૨–૩ : પુનરુત્થાન–યુગ**—યુરોપના અર્વાચીન સ્વરૂપને ઘડવાનો પ્રારંભ કરનારા આ યુગની શરૂઆત ઈ. સ. ૧૪૫૩માં કૉન્સ્ટંટિનોપલ પડ્યું તે તારીખથી (જુઓ પા. ૧૯મું) ગણાય છે. મધ્યયુગની સમાજ-રચના અને ધર્મવ્યવસ્થા તથા વિચારસરણીને લઈને જે ગ્રીક જ્ઞાનવિજ્ઞાન દબાઈ ગયું હતું તે આ ઐતિહાસિક બનાવથી પાછું ઊઘડ્યું: ગ્રીક જ્ઞાન-

ભંડાર પાછા યુરોપને મળતા થયા, અને તે દ્વારા ગ્રીક લોકની જે માનવધર્મી જીવનદૃષ્ટિ તે પાછી જાગી. અને એમાંથી જે સંસ્કૃતિ–પ્રવાહ શરૂ થયો તે યુરોપમાં આજ સુધી ચાલ્યા કરે છે.

ચોક્કસ ગણનાની રીતે જોતાં આ યુગ ૧૫ મા સૈકામાં પૂરો થતો ગણાય છે. અને તેના અનુસંધાનમાં યુરોપમાં જે નવો ધર્મોદય–યુગ (Reformation) જાગ્યો તે પછીથી બેઠો. અને તે જ સમયમાં ખગોળ, ભૂગોળ, તથા વિજ્ઞાન વિગેરેમાં પણ નવું જોશ, નવું જ્ઞાન સાંપડયું, તેથી સમાજનાં અન્ય ક્ષેત્રોમાં પણ ભારે પલટા થવા લાગ્યા. રાધાકૃષ્ણન આ સમગ્ર પરિવર્તનને 'પુનરુત્થાન' માં ગણે છે અને તે રીતે આ પ્રકરણમાં તેની ચર્ચા કરે છે. અને તે બરોબર છે, કેમ કે પુનરુત્થાનના ૧૫મા સૈકાથી જ યુરોપની અર્વાચીન સંસ્કૃતિના પાયા નંખાયા છે એમ ગણવામાં દોષ નથી.

**૨૨-૭-૯ : નવી દુનિયા**—મધ્યયુગીન દુનિયાનો અંત આવ્યો અને ગ્રીક જ્ઞાનવિજ્ઞાનની પુનઃપ્રાપ્તિને જોરે જે પરિવર્તન થયું તેમાંથી જન્મેલી દુનિયાને નવી દુનિયા કહી છે. આ નવી દુનિયાના ઘડનારાઓમાં પ્રતિનિધિરૂપ કેટલાકનાં નામ ઉપરની લીટીઓમાં આપ્યાં છે. તેમાં કોપર્નિકસ અને કોલંબસ ખગોળ ભૂગોળ પલટનારા છે. લ્યૂથર, કાલ્વિન ધર્મપરિવર્તકો છે : તેમણે ખ્રિસ્તીધર્મની પ્રોટેસ્ટંટ શાખાને જન્મ આપ્યો. ગેલીલિયો, ડેકાર્ટ ગણિતી છે; ખગોળ, ભૌતિક વિજ્ઞાન, અને ગણિતશાસ્ત્રમાં એમણે નવી ગતિ આપી. મેકિયાવેલી અને ૮મો હેન્રી નવીન રાજકારણના પ્રતિનિધિ છે. દરેકનો ટૂંકો પરિચય હવે જોઈએ.

**કોપર્નિકસ** (ઈ. સ. ૧૪૭૩–૧૫૪૩) એ પોલંડનો રહેવાસી હતો. વૈદક અને ગણિતવિદ્યા ભણ્યા બાદ ધંધા તરીકે પોતાના વતનમાં તે પાદરીનું કામ કરતો હતો. ખગોળનો શોખ એને બહુ પહેલેથી હતો અને ઘણા વખતથી એને એમ લાગ્યું હતું કે, ટોલેમી કહે છે એમ પૃથ્વીની આસપાસ સૂર્ય અને ગ્રહો ફરે છે એમ નહિ, પણ સૂર્ય કેન્દ્રમાં છે અને પૃથ્વી વગેરે તેની આસપાસ ફરે છે. એટલે તે સૂર્યમાળાના આ સિદ્ધાંત પાછળ લાગ્યો અને એની એ બાબત ખાતરી થઈ; એટલે તે વિદ્યાર્થીઓને આ શીખવતો, પણ તે વિષે ગ્રંથ લખવાની એની મરજી નહોતી. પણ એના મિત્રોના આગ્રહને વશ થઈ એણે છેવટે લેટિનમાં પોતાનો મશહૂર ગ્રંથ લખ્યો. આ ગ્રંથ ૧૫૪૩માં તેનું મરણ થયું તે જ વર્ષે બહાર પડ્યો. શરૂમાં કહ્યું કે તે વૈદક ભણેલો; અને જીવનભર તેનો ઉપયોગ તેણે ગરીબો માટે કર્યો હતો; અને તેમાં તેની હોશિયારી એટલી હતી કે પૈસાદાર લોક પણ તેને બોલાવતા. આ ઉપરાંત એણે જીવનમાં બીજાં પણ અનેક કામોમાં

રસ લીધો છે. પણ તે બધામાં એણે ખગોળની જે શોધ કરી તેનાથી પૃથ્વી વિષેના આપણા વિચારો જ બદલાયા; અને એ એની શોધ આજ પણ અક્ષત છે.

**કોલંબસ** (ઈ. સ. ૧૪૪૬ કે ૧૪૫૧–૧૫૦૬) મૂળ જિનોવાનો વતની. અમેરિકા શોધનાર તરીકે આપણે સૌ એને જાણીએ છીએ. અમેરિકાની શોધથી અને વહાણવટાની સાહસ-વૃત્તિ દાખવીને એણે યુરોપની આર્થિક પરિસ્થિતિમાં મોટી ક્રાંતિ નિપજાવી. કોપર્નિકસે ખગોળમાં શોધ કરી, તેવી જ આ ભૂગોળની મહાન શોધ હતી. પૃથ્વી ગોળ છે તો ઇંગ્લંડથી પશ્ચિમમાં જતાં હિંદ જરૂર મળશે એ શોધમાં એ તો નીકળેલો એ વાચકને ખબર હશે. તેમાંથી વચ્ચે પડેલા અમેરિકા પાસેના ટાપુઓ તેની ઠેસે ચડ્યા. અને એ શોધથી યુરોપમાં ધનના આવરાનું એક અખૂટ સાધન જાગ્યું.

**માર્ટિન લ્યૂથર** (૧૪૮૩–૧૫૪૬) ખ્રિસ્તીધર્મમાં બળવો જગાવીને મૂળ ધર્મમાં સુધારો દાખલ કરનાર પહેલો સુધારા-પંથી. તે જર્મન હતો. યુનિવર્સિટીમાં એમ. એ. સુધી તેણે અભ્યાસ કર્યો હતો. ધર્મતત્ત્વ અને તત્ત્વજ્ઞાન એના શોખના વિષયો હતા. એના પિતા એને વકીલ બનાવવા ઇચ્છતા; પણ તે ખ્રિસ્તી સાધુ થઈ મઠમાં દાખલ થયો. ત્યાં તે એક શ્રદ્ધાળુ રોમન કૅથલિક તરીકે રહેતો. વિટનબર્ગની યુનિવર્સિટીમાં ધર્મતત્ત્વના અધ્યાપક તરીકે કામ કરવામાં તેને સારી નામના મળી હતી.

આ જાતના જીવનમાંથી પહેલી વાર એણે એક વિરોધ કર્યો તે પોપ પાપનાં જે માફી-પત્રો લોકોને વેચતો તે સામે. અને તેની ચર્ચા એટલી બધી જામી કે તેને અંગે એણે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું, અને લોકો તેથી સારી પેઠે જાગ્યા. પરિણામે લ્યૂથરને પોપે ધર્મબહાર કર્યો. બહાદુરીથી લ્યૂથરે એ સહન કર્યું અને એમાંથી આગળ નવી ધર્મશાખાનો પાયો નંખાયો. પોપની સત્તા સામે આવો બુદ્ધિવાદી વિરોધ મધ્યયુગમાં તો મહાપાપ — ધર્મદ્રોહ જ ગણાય. પુનરુત્થાન યુગમાં એણે નવું બળ જમાવ્યું એ યુગ-પલટાને લઈને.

**જૉન કાલ્વિન** (૧૫૦૯–૧૫૬૪) તે સ્વિટ્ઝરલૅન્ડનો હતો. લ્યૂથરની પેઠે તેણે ઠીક ઠીક વિદ્યાભ્યાસ કર્યો હતો. લ્યૂથરની જેમ તે પણ ધર્મ-સુધારક હતો અને પોતાના સ્વતંત્ર વિચારોને કારણે પોપની સત્તા સામે થયો હતો. લ્યૂથર અને તેનામાં એક ફરક એ હતો કે, કાલ્વિન કડક સંયમી જીવનમાં માનતો અને તેથી પ્રૉટેસ્ટંટ ધર્મમાં આગળ ઉપર જે પ્યૂરિટન શાખા જન્મી તેના ઉત્પાદકોમાં આ કાલ્વિન ગણી શકાય. કાલ્વિને પોતાના સુધારક મતોના પ્રતિપાદનમાં ૫૩ જેટલા ગ્રંથો લૅટિન અને ફ્રેંચમાં

લાગ્યા છે. મધ્યયુગના ટોમસ એકિવના જેવી પ્રખર પંડિતાઈવાળો આ નવમતવાદી ધર્મપુરુષ હતો.

**ગૅલીલિયો** (૧૫૬૪–૧૬૪૨) ઇટલીનો વતની પ્રખ્યાત ખગોળવેત્તા તરીકે જગમશહૂર છે. દૂરબીનની શોધ કરી તે દ્વારા એણે ખગોળવિદ્યામાં કીમતી પ્રગતિ સાધી. કોપર્નિકસની શોધ તેણે વધારે ચોક્કસ રીતે સાબિત કરી દેખાડી. તે પૃથ્વીની ગતિમાં માનતો. આ બે અભિપ્રાયો બાઇબલથી વિરુદ્ધ લેખાયા અને તે સારુ ધર્મસત્તાએ તેને સજા કરી કે, તેણે તે ન માનવા, ન શીખવવા, ન રજૂ કરવા. ગૅલીલિયોએ આ કબૂલ રાખ્યું. પણ પછી તેને થયું કે હવે કોઈ વાંધો નહીં લે, કેમ કે ધર્મસત્તાધીશોમાં એના મિત્રો હતા. એટલે એણે તે પુસ્તકાકારે છાપ્યા ને તે બદલ તેને નજરકેદની સજા થઈ.

તેના જમાનાનો તે મોટો ગણિતી હતો. તે યુનિવર્સિટીમાં ગણિત શીખવતો ત્યારે આખા યુરોપમાંથી નાના મોટા સૌ લોક વિદ્યાર્થીભાવે તેના વર્ગમાં આવતા. ગણિતશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, અને ખગોળશાસ્ત્ર ત્રણે ગણિત-શાખાઓમાં એણે અમર કાર્ય કર્યું છે.

મધ્યયુગમાં ધર્મસત્તા બુદ્ધિને જકડી રાખતી તેમાંથી છૂટવા માટે સહન કરનાર તરીકે પણ એની નોંધ લેવી જોઈએ

૨૨-૮ : **ડેકાર્ટ** — (૧૫૯૬–૧૬૫૦) ફ્રેન્ચ તત્ત્વજ્ઞાની ને વિચારક તથા ગણિતી. કૉલેજમાં તે દર્શનશાસ્ત્રનો વિદ્યાર્થી હતો. પણ ત્યાર બાદ તેને ગણિતમાં રસ લાગ્યો અને તેમાં એણે મહાન ફાળો આપ્યો તે બૈજિક ભૂમિતિની શોધ; કે જે એક ગણિતશાખાને લઈને આજ ગણિતવિદ્યા વધી શકી છે. તત્ત્વજ્ઞાનમાં તેના બે ગ્રંથો પ્રસિદ્ધ છે: 'પદ્ધતિ–મીમાંસા' અને 'મનનો'. એના તત્ત્વજ્ઞાન વિષે પા. ૨૩ પર રાધાકૃષ્ણન કહે છે તે જુઓ.

૨૨-૯ : **મૅકિયાવેલી** — (૧૪૬૯–૧૫૨૭) ઇટાલીનો એક જાણીતો રાજપુરુષ અને લેખક. ઇટાલીના એલચી તરીકે તેને કામ કરવાનું આવ્યું, તેમાંથી તેને યુરોપના રાજકારણનાં દાવપેચ અને પદ્ધતિઓ જાણવાની મળી. તે બધા અનુભવને એણે પચાવીને ગ્રંથરૂપે આપ્યો છે.

જીવનનાં છેલ્લાં વરસોમાં રાજપલટાઓને કારણે એને ઠીક ઠીક વેઠવું પડયું હતું અને જેલમાં પણ જવું પડેલું. અને નોકરી છૂટી ગઈ એ પણ એક આર્થિક આપત્તિ જ આવી હતી. જીવનભર કામમાં ગૂંથાયેલા આ માણસને જીવનને અંતે આમ નવરાશ આવી તે વસમી લાગી. પણ તેનો ઉપયોગ તેણે પોતાના ગ્રંથો લખવામાં કર્યો. આમાં 'ઈલ પ્રિન્સિપે' ગ્રંથ

રાજકારણમાં ચાણક્ય–નીતિના નિરૂપણ માટે આજ પણ મશહૂર છે. અને આજ પણ ચાણક્ય–નીતિ માટે અંગ્રેજીમાં મેકિયાવેલી પરથી શબ્દ બન્યો છે.

૨૨–૯ : **હેન્રી ૮મો** — (૧૪૯૧–૧૫૪૭) ઇંગ્લૅન્ડનો એક ભારે મનસ્વી અને જોશીલો રાજા. તે મુત્સદ્દીગીરીમાં પણ પૂરો હતો. ઇંગ્લૅન્ડમાં નવો ધર્મ-સુધારો દાખલ કરનારો એ હતો. પણ તેનું કારણ કોઈ રીતે ધાર્મિક નહોતું. એક પછી એક એણે છએક સ્ત્રીઓ કરી. તેમાં એક સાથે લગ્ન કરવામાં પોપના કાયદાકાનૂનનો વાંધો આવ્યો, તેથી તેણે પોપની સત્તા સામે થયેલા ધર્મસુધારકોનો પક્ષ કરી પોતાનું કામ સાધ્યું. જોકે, તે અગાઉ તેણે લ્યૂથર સામે એક ગ્રંથ લખેલો અને તે માટે પોપે તેને 'ધર્મ–ગોપ્તા'નો ઇલકાબ આપ્યો હતો! આવાં જ ભળતાં કારણોથી એણે બીજાં પણ કેટલાંક કામો કર્યાં, કે જે ઇતિહાસની દૃષ્ટિએ મહાન પરિણામી નીવડ્યાં: જેવાં કે, ખ્રિસ્તી મઠો તેણે નાબૂદ કર્યા, અને પોપની સત્તા સામે થઈને તેનો ફેંસલો કરી નાંખી ઇંગ્લૅન્ડના રાજને એની જોહુકમીમાંથી મુક્ત કર્યું.

૨૨-૧૭ : **ત્રણ આદર્શો** — જુઓ પા. ૭, ત્યાં પણ તે ગણાવ્યા છે. તે જ આદર્શો પુનરુત્થાન પામ્યા અને આજના યુરોપને તેમણે કેવી રીતનું ઘડ્યું એ, દરેક આદર્શ ક્રમશઃ લઈને, આ પ્રકરણમાં ત્રણ ખંડોમાં લેખકે બતાવ્યુ છે.

૨૩–૧૬ : **વિજ્ઞાનની ઢબ** — સત્યની સૂક્ષ્મ શોધ પણ વિજ્ઞાનની સ્થૂલ શોધની ઢબે થવી જોઈએ એ જે નવી બુદ્ધિવાદી પદ્ધતિ જાગી છે અને આજના જગતમાં પ્રસરી છે, તેને અંગે આ ઉલ્લેખ છે આને અંગે વિશેષ જોવા જેવું પા. ૨૬ પર છે તે જુઓ. સૂક્ષ્મ તત્ત્વદર્શનને અંગે આ પદ્ધતિ બંધબેસતી નથી ને તેથી દોષિત છે, એવી નિષેધાત્મક પ્રતીતિનો જમાનો હવે આવ્યો છે.

ગ્રીસની બુદ્ધિવાદી પદ્ધતિને જ રાધાકૃષ્ણને પા. ૧૨ પર 'એક આધ્યાત્મિક ઊણપ' કહી લાગે છે. આને અંગે પ્રકરણ રજું પણ સાથે વિચારવા જેવું છે.

૨૪–૩ : **સ્પિનોઝા** — (૧૬૩૨–૧૬૭૭) યુરોપનો એક મહાન ફિલસૂફ જાતે હૉલૅન્ડનો યહૂદી હતો. પણ તે ધર્મમાં એની શ્રદ્ધા ડગવાથી તેને ધર્મ બહાર કરવામાં આવ્યો હતો. આથી પિતાના મરણ બાદ વારસાનો ઝઘડો પડ્યો; તેમાં જીતવા છતાં તેણે વારસાનો ત્યાગ કર્યો, તેની સાથે કુટુંબ પણ છોડ્યું. અભ્યાસ એ જ એનો શોખ હતો. નિર્વાહ માટે તે ચશ્માંના કાચ પૉલિશ કરતો. આ ધંધાથી કદાચ એનું આયુષ ટૂંકાઈને ક્ષયથી પૂરું થયું એમ મનાય છે.

ફિલસૂફીમાં તે ડેકાર્ટનો અનુયાયી હતો. ગણિતની સત્યશોધની પદ્ધતિમાં તેને એટલી બધી શ્રદ્ધા હતી કે, સ્પિનોઝાએ પોતાનો તત્ત્વજ્ઞાનનો ગ્રંથ ગણિતની જ પરિભાષા ને શૈલીમાં લખ્યો! આ શૈલી બહુ લોકપ્રિય ન થાય એ ઉઘાડું છે. પણ તે કહેતો, "મુક્તિ રસ્તામાં રખડતી પડી હોત તો કોણ તેને છોડત? તે જેવી વિરલ છે તેવી જ દુષ્પ્રાપ પણ છે." એ ફિલસૂફની મહત્તા હેગલ નામના ફિલસૂફના એક વાક્ય પરથી કરવા જેવી છે: "ફિલસૂફ થવું હોય તો સ્પિનોઝાનો અભ્યાસ કરવો જોઈએ."

**૨૪–૨૫ : લાઇબનીઝ** — (૧૬૪૬–૧૭૨૬) જર્મનીનો રહેવાસી આ પુરુષ અનેકવિધ શક્તિઓ ધરાવનારો હતો. જ્ઞાનમાત્રનો એ ઉપાસક હતો. તે ગણિતી, ભૌતિકવિજ્ઞાનશાસ્ત્રી, ઇતિહાસકાર, ફિલસૂફ, અને રાજકારણી પણ હતો. જેમાં તે પડતો તેમાં તલસ્પર્શી કામ કરતો, અને તેમાંથી જે ખોજ કરતો તે એક-વાક્યતા, સમન્વય અને સમીક્ષણને પોષક હતી. ગણિતની 'શૂન્યલબ્ધિ' (Differential Calculus) શાખા એણે શોધી; અને એને માટે એણે જે સંજ્ઞાઓ યોજી તે જ આજ પણ ચાલુ છે. શક્તિસંરક્ષણનો ભૌતિક સિદ્ધાંત એણે શોધ્યો હતો. સૂર્યમાંથી ગરમ ગરમ પિંડરૂપે છૂટી પડીને પૃથ્વી નીપજી એ પણ એનું વિધાન છે. પરંતુ, આવી પ્રખર બુદ્ધિ ધરાવનારો આ માણસ જીવનમાં એટલો ઉન્નત ન હતો. તેથી ફિલસૂફ તરીકે તે ભારે નામના ન મેળવી શક્યો, જોકે એણે પોતાના જમાનામાં ચાલતી જ્ઞાનચર્ચામાં નોંધવા જેવો ભાગ લીધો હતો ને તેથી તેની ગણના ફિલસૂફોમાં થાય છે ખરી. તેની ફિલસૂફી વિષે રાધાકૃષ્ણન વ્યાખ્યાનમાં ટૂંક સમીક્ષા કરે જ છે.

**૨૫–૪ : કાન્ટ** —(૧૭૨૪–૧૮૦૪) યુરોપની અર્વાચીન ફિલસૂફીમાં એક અતિ ગૌરવપદ સ્થાન ભોગવનાર આ વિચારક જર્મનીનો હતો. આખી જિંદગી તેણે અધ્યાપકનું કામ કર્યું. તેની જિંદગીનું ખરું કામ તેણે પોતાની પાછલી વયમાં કર્યું. શરૂમાં તો તે ન્યૂટનના અભ્યાસ પર મંડ્યો, ને તેમાંથી તેણે 'નિહારિકા-વાદ'ની કલ્પના કરી તે ઉપર ગ્રંથ (૧૭૫૫માં) લખ્યો. તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં ત્યાર પછી તે પડ્યો અને એણે હ્યૂમ વાંચ્યો ને શરૂમાં તેનાથી પ્રભાવિત પણ થયો. પરંતુ ધીમે ધીમે તેની પર મનન કરતાં કરતાં તેણે પ્રયોગવાદી ફિલસૂફી સામે આદર્શવાદી ફિલસૂફી રજૂ કરી અને લૉક, બર્કલે, તથા હ્યૂમના કાર્યને જુદી રીતે વાળ્યું. તેનું જીવન ભારે સાદું અને પવિત્ર હતું. જિંદગીભર તે બ્રહ્મચારી રહ્યો હતો. એની રોજની દિનચર્યા એવી નિયમિત હતી કે તે જ્યારે ફરવા નીકળે ત્યારે પડોશીઓ સમજતા કે ૩ા વાગ્યા છે. અને આ સાધુચરિત વિચારકની પવિત્રતા વિષે

એક આખ્યાયિકા જાણવા જેવી છે: જે દિવસે તે મરણ પામ્યો તે દિવસે આકાશમાં એક ધોળું વાદળ એવું તો સુંદર શોભી રહ્યું હતું કે તે જોવા લોકોની મેદની જામી. મેદનીમાંથી એક સામાન્ય સિપાઈ કહે, "આ તો કાન્ટનો આત્મા સ્વર્ગે જાય છે." જે પ્રખ્યાત ગ્રંથથી તેણે વિચારક તરીકેની નામના મેળવી તે તેણે સતત ૧૫ વર્ષની મહેનત બાદ, ૧૭૮૧માં પૂરો કર્યો હતો.

**૨૫–૧૭ : હેગલ** — (૧૭૭૦–૧૮૩૧) પ્રખ્યાત જર્મન ફિલસૂફ. જિંદગીભર તેણે અધ્યાપકનું કામ કર્યું. કાર્લ માર્ક્સ એના તત્ત્વજ્ઞાનમાં ઊછર્યો હતો અને તેમાંથી એણે પોતાની પાર્થિવ તત્ત્વદૃષ્ટિ જમાવી હતી. વાદ, તેમાંથી પ્રતિવાદ, અને તે બેઉના સમન્વયમાંથી સંવાદ, એમ પ્રગતિ કે વિચાર ત્રિપદી છે એવો જ્ઞાનવાદ હેગલના ગ્રંથોમાં છે; જેનો ઉપયોગ માર્ક્સે પોતાના સમાજવાદની ફિલસૂફીના મંડનમાં કર્યો છે. તત્ત્વજ્ઞાનમાં હેગલ બુદ્ધિપુરઃસરતા અને સત્ય વચ્ચે અનિવાર્ય સંબંધ માનતો.

**૨૫–૨૧ : પ્રયોગવાદી ફિલસૂફી** — ઇંદ્રિયજ્ઞાન એ જ જ્ઞાનમાત્રનો આધાર છે, અને સહજસ્ફૂર્તિ કે એવી કોઈ વસ્તુ નથી, કેમ કે મન તો કોરો કાગળ છે અને ઇંદ્રિયો તેની પર જેવી છાપ પાડે તેવું ત્યાં ચીતરાય છે: આ જાતનો વાદ એક યા બીજે રૂપે તત્ત્વજ્ઞાનમાં જોવા મળે છે. વિજ્ઞાનના વિકાસની સાથે જ્ઞાન વિષેનો આવો દાવો જોર પર આવ્યો; અને તેમાંથી બુદ્ધિવાદ અને તેનાં આત્યંતિક પરિણામ જેવા શંકાવાદ અને અજ્ઞેયવાદ જન્મ્યા છે. વિજ્ઞાનવાદના જ એ ફણગા ગણાય. ઇંગ્લૅન્ડની ફિલસૂફીમાં આના અસરકારક પ્રારંભકોમાં લૉક, હ્યૂમ, બર્કલે છે, જેમને વિષે આ ફકરામાં વાત કરેલી છે. તે ત્રણ વિષે અલગ ટિપ્પણો હવે પછી આવે છે તે જુઓ.

**૨૫–૨૬ : જૉન લૉક** — (૧૬૩૨–૧૭૦૪) ઇંગ્લૅન્ડનો પ્રયોગવાદી ફિલસૂફ. ૧૬૫૮માં ઑક્સફર્ડની M. A. પદવી લીધા બાદ ત્યાંની જ એક કૉલેજમાં તે શિક્ષક તરીકે જોડાયો. તેણે પાદરી થવાનો વિચાર પણ કર્યો હતો, પણ ધર્મતંત્રનાં બંધનો સ્વતંત્ર વિચારને રોકે એ બીકે તેમાં તે ન પડ્યો. દાક્તર થવાનો વિચાર કરી, ઑક્સફર્ડમાં દાક્તરી ભણી, ૧૬૬૬ના અરસામાં તે ત્યાં ધંધો કરવા લાગ્યો. તેના મિત્રો તેથી તેને ડૉ. લૉક કહેતા; પણ તે ધંધામાં તે બહુ ન રહ્યો. બાદ તેને તેનો જીવન-મિત્ર લૉર્ડ શૅફ્ટ્સબરી મળી ગયો, અને તેની સાથે તે રાજકારણમાં રસ લેવા મંડ્યો. એના મુખ્ય ગ્રંથો, જેને માટે તે જગમશહૂર છે, તે, રાજકારણનો આ ગાળો પૂરો થયા પછી ઈ. સ. ૧૬૮૯–૯૦માં પ્રસિદ્ધ થયા

છે. સદાચારપરાયણ પ્યૂરિટન માતાપિતાનો તે પુત્ર હતો. પોતે તો પ્યૂરિટન ન થયો, પણ માબાપની અસર એના ચારિત્ર્ય પર જીવનભર રહેલી દેખાય છે. તેણે ભારે કોઈ ફિલસૂફીની શાખા ઉત્પન્ન કર્યાની પ્રતિષ્ઠા નથી મેળવી; પરંતુ સત્ય અને સાધુતા પાછળ પડવાનો તેનો પ્રેમ અને ધગશ ઇંગ્લૅન્ડના ફિલસૂફોમાં તેને અનેરું સ્થાન આપે છે. પોતાની કબર પર મૂકવાને પોતે તૈયાર કરેલા લેખમાં તેણે કહ્યું છે કે, હું જેવો છું તેવો મેં મારાં પુસ્તકોમાં પોતાને આબેહૂબ ચીતર્યો છે.

૨૧-૫ : **બિશપ બર્કલે** — (૧૬૮૪-૧૭૫૩) ડબ્લીન વિદ્યાપીઠમાં ભણતો હતો ત્યારે લૉકના ગ્રંથો ત્યાં તેના ભણવામાં આવ્યા. તે પરથી તેની વિચારદિશા તે તરફ વળી.

તેણે જે ગ્રંથો લખ્યા તે ઈ. સ. ૧૭૧૩ પહેલાં. ત્યાર બાદ તે બાકીની આખી જિંદગી પાદરી તરીકે કામ કરતો રહ્યો. પ્રયોગવાદી હોવા છતાં બર્કલે ઈશ્વર-તત્ત્વમાં માનતો: બધી વસ્તુઓનું જ્ઞાન એ પરમ ચેતન-રૂપમાંથી ઉદ્ભવે છે એમ એ કહેતો. તેની પછી ડેવિડ હ્યૂમે આ માન્યતાનું પણ, લૉકની પૃથક્કરણ-પદ્ધતિથી આગળ વધી, નિરસન કર્યું.

૨૧-૭ : **હ્યૂમ** — (૧૭૧૧-૧૭૭૬) સ્કૉટલૅન્ડના રહેવાસી આ તત્ત્વજ્ઞાનીએ ૨૫ વરસની ઉંમરે પોતાના તત્ત્વજ્ઞાનનો પ્રથમ ગ્રંથ લખી લોકને હેરત પમાડ્યા હતા. તે પોતાને આસ્તિક મનાવતો. પણ જો એની વિચારસરણી જુઓ તો તે પ્રમાણે આસ્તિકતાને સ્થાન જ નથી રહેતું. તે પ્રમાણે તો ગણિતને જ એક સત્ય કહેવું પડે એવો એનો તર્ક છે.

એણે ઇંગ્લૅન્ડનો ઇતિહાસ પણ લખ્યો છે, અને તેને માટે એ વખાણ પણ પામ્યો હતો.

૨૧-૧૪ : **પ્રત્યક્ષવાદ** (Realism) — જે આપણે જોઈએ કે અનુભવી શકીએ છીએ તે રૂપે જગત છે, પણ આપણે તેને જોઈએ કે અનુભવીએ છીએ માટે ને તે પૂરતું જ એ છે એમ નહીં. જે પ્રત્યક્ષ છે તે પોતાની મેળે પણ છે. આ વાદને પ્રત્યક્ષવાદ અહીં કહ્યો છે

૨૭-૧ : **પુરુષાર્થવાદ** (Voluntarism) — બુદ્ધિવાદની સામેનો આ વાદ સમજાય છે. તર્કબુદ્ધિથી સત્ય કે શુભનો નિર્ણય કરવો, નહિ કે ઇચ્છાશક્તિથી કે પોતાની પુરુષાર્થ-દિશા જોઈ વિચારીને — આ વાદ તે બુદ્ધિવાદ. પુરુષાર્થવાદ એમ માને છે કે, જગતમાં અને માનવજીવનમાં ઇચ્છા-શક્તિ મૂળ વસ્તુ છે અને એમાં અંતિમ સત્યતા રહેલી છે. નર્યા બુદ્ધિવાદમાં ને આમાં ફરક ઉઘાડો છે. આ વાદ પણ જૂનેથી ચાલતો આવતો, ફિલસૂફીના

ઇતિહાસમાં, બતાવી શકાય છે. આજ તે વધારે આગળ આવતો જાય છે, એમ અહીં કહ્યું છે. તેવું જ હવે પછી ગણાવેલા બીજા વાદોનું પણ છે.

**૨૭–૧ : માનવહિતવાદ** કે પરિણામવાદ (Pragmatism)— કોઈ પણ જ્ઞાનવાદ કે વિચાર અંતે કાર્યમાં પરિણમવાનો છે અને તેને પોષક હોવો જોઈએ. એ પરિણામના પ્રકારની તપાસ પરથી તેની સત્યાસત્યતા જડી શકે છે. છેવટનો નિકષ એની માનવહિત સાધવાની શક્તિમાં રહેલો છે. અમેરિકાના વિચારક વિલિયમ જેમ્સે આ દૃષ્ટિને ખીલવી છે, અને એ આ નામથી ઓળખાય છે. ગુજરાતીમાં એને માટે પરિણામવાદ નામ વધારે સારું માનું છું.

**૨૭–૨ : ચેતનવાદ** (Vitalism)— અંતે જીવન કે ચેતનતત્ત્વ એ જ મૂલ સત્ય છે, બીજું બધું એનો આવિષ્કાર કે એ પરથી થતાં રૂપો છે. આ વાદ ચેતનવાદને નામે ઓળખાય છે. પુરુષ પ્રકૃતિ બે જુદાં જ, એવો આ વાદ નથી, પણ એ બે વચ્ચે તે આધાર-આધેયનો સંબંધ કલ્પે છે.

**૩૦–૧ : જ્ઞાનપ્રકાશયુગ** — ૧૮મા સૈકાની યુરોપીય ફિલસૂફીમાં સંસ્કૃતિવિકાસ તરફ જે જોશ આવ્યું તેને આ નામ અપાય છે. ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મની ત્રણે દેશોમાં એની અસર હતી, અને ત્રણે દેશના અનેક શક્તિશાળી માણસોને આ યુગ આભારી છે.

**૩૦–૨ : જર્મન આદર્શવાદીઓ** — કાન્ટનાં લખાણોની સમીક્ષામાંથી આ ફિલસૂફો જાગ્યા એમ કહેવાય. તેમનાં નામ ફિશ, શેલિંગ, હેગલ શોપેનહોર, હરબર્ટ. બધાનો સમય ૧૮મા સૈકાના ઉત્તરાર્ધથી ૧૯માં સૈકાના પૂર્વાર્ધ વચ્ચેનો લગભગ છે.

**૩૩–૭ : સંત પોલ** — ઈ સ.ના આદિથી ઈ. સ. ૬૪થી ૬૭ સુધીના ગાળામાં આ પુરુષના જીવનની હકીકતો મળે છે. ખ્રિસ્તી ધર્મમાં ઈશુખ્રિસ્ત પછી બીજું મહત્ત્વનું સ્થાન ભોગવનાર આ માણસ ગણાય છે. ઈશુએ સર્વોત્તમ ખ્રિસ્તી જીવન કેવું હોય એનો દૃષ્ટાંત પૂરો પાડ્યો: તે પરથી ખ્રિસ્તીધર્મ રચવાની દૃષ્ટિ અને સંગઠનશક્તિ આ પુરુષની છે એમ મનાય છે. તે ગમે તેમ હશે, પણ એની પ્રતિભાની છાયા ખ્રિસ્તીધર્મ પર અચૂક અને ઊંડી છે એમાં શંકા નહિ. નવા કરારમાં પત્રરૂપે લખાયેલાં જે પ્રકરણો છે તેમાં આ સંતનાં છે.

જાતે તે યહૂદી હતો અને ભારે ધર્માભિમાની યહૂદી હતો. યહૂદી તરીકે તેનું નામ સોલ હતું. તેને રોમન સામ્રાજ્યનું નાગરિકત્વ પણ જન્મથી હતું, તેથી તેનું રોમન નામ પોલ પણ કહેવાતું. ચુસ્ત યહૂદી તરીકે જીવનના પ્રારંભમાં એ ખ્રિસ્તીઓનો કટ્ટર શત્રુ હતો: તેમના દમનમાં ઊલટભેર ભાગ તેણે લીધો

હતો. એક વાર દમનના કાર્ય પર તે દમાસ્કસ જતો હતો ત્યાં જ એની આ બુદ્ધિએ ચમત્કારિક પલટો ખાધો : એને ઈશુખ્રિસ્તનાં માર્ગમાં દર્શન થયાં અને એ અનુભવ કે સાક્ષાત્કારમાંથી એ ખ્રિસ્તી થયો, અને પછી ખ્રિસ્તધર્મ જમાવવા પાછળ, જૂના દમનના જ જોરથી તે લાગ્યો. એને અંગે એણે ત્યારના જગતમાં જેરુસલેમથી રોમ સુધી સતત મુસાફરીઓ કરી અને ખ્રિસ્તીધર્મનું સ્વરૂપ પોતે જે સાક્ષાત્ અનુભવ્યું તે સમજાવ્યું. એનું મરણ પણ અનુરૂપ જ થયું. જોકે તેની ચોક્કસ હકીકતો નથી મળતી, તોય લગભગ એક મત એવો છે કે, રોમના કેદખાનામાં તેને રિબાવી રિબાવીને મારવામાં આવ્યો હશે. ખ્રિસ્તીધર્મના ઉદય વખતે, એક એવી માન્યતાએ ઘર ઘાલ્યું હતું કે, ખ્રિસ્તી થવાનો હક યહૂદીનો છે, ગેર–યહૂદી જે 'જેન્ટાઈલ' લોક તે ન થઈ શકે. પૉલે આ તડ–બુદ્ધિ તોડી અને સૌને માટે સમાન દેવળ અન્ટિયોક શહેરમાં સ્થાપ્યું.

૩૭–૨-૩ : **ઇબ્રાહિમ, જોસફ, મૂસા** — 'જૂના કરાર'માં જેમની કથાઓ આવે છે એવા ત્રણ પેગંબરો. ઈસવી સન પૂર્વના યહૂદી જગતને ઘડનારાઓમાં મહાન કાર્ય કરનારા આ પેગંબરો છે. આ પેગંબરોને, પોતપોતાની રીતે યહૂદી, ખ્રિસ્તી, અને ઇસ્લામીઓ પણ માને છે.

૩૭–૨૦ : **ઇસાઇયા** — યહૂદીઓના 'જૂના કરાર'માં આવતો એક પેગંબર. તે ગ્રંથમાં આવતા બધા પેગંબરોમાં આ વધારેમાં વધારે અસરકારી મનાય છે.

૪૦–૬ : **બુદ્ધનો અષ્ટાંગ માર્ગ** — બુદ્ધના અભિપ્રાય મુજબ, ચાર આર્ય સત્યોનું યથાભૂત જ્ઞાન ન થવું એ જ આ દીર્ઘ સંસારનું કારણ છે. એ ચાર આર્ય સત્યો બૌદ્ધધર્મનો પાયો છે એમ કહી શકાય. ૧. દુ:ખ : આ દુનિયામાં સર્વત્ર દુ:ખ છે એની જેને ખબર નથી તેની બુદ્ધિ ધર્મ તરફ વળવી કઠણ છે. ૨. દુ:ખસમુદય : તૃષ્ણા છે એટલે દુ:ખ છે; તૃષ્ણા ન હોય તો દુ:ખ પણ ન હોય. આમ તૃષ્ણા એ દુ:ખનું કારણ છે. ૩. દુ:ખનિરોધ : તૃષ્ણાનો નાશ કરવાથી જ દુ:ખનો નાશ થઈ શકે. તૃષ્ણા તૃપ્ત કરવાથી કે સ્વર્ગાદિની પ્રાપ્તિથી કે મૃત્યુથી દુ:ખની નિવૃત્તિ સંભવી શકતી નથી. ૪. આર્ય અષ્ટાંગિક માર્ગ : એ તૃષ્ણાનો નાશ કરવાનો માર્ગ. તેનાં આઠ અંગ નીચે પ્રમાણે છે :

સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્મ, સમ્યક્ આજીવ (એટલે કે આજીવિકા), સમ્યક્ વ્યાયામ (એટલે કે મનોનિગ્રહ), સમ્યક્ સ્મૃતિ, અને સમ્યક્ સમાધિ.

આ અષ્ટાંગ માર્ગને બુદ્ધ મધ્યમ માર્ગ પણ કહેતા, કેમ કે તે એક બાજુ ભોગીનો નથી તો બીજી બાજુએ તપસ્વીનો પણ નથી, પરંતુ યોગીને માટે યોગ્ય એવો વચ્ચેનો છે.

આ માર્ગના વિવરણ વિષે જેમને વધારે જાણવું હોય તે આ માળાના કોસંબીજી-કૃત "બુદ્ધચરિત" પુસ્તકને જુએ.

**૪૦-૭: સાંખ્ય અને જૈન શાખાઓ** — સાંખ્યો આ જડચેતન જગત કયાં તથા કેટલાં તત્ત્વોનું બનેલું છે તેની સંખ્યા (અથવા તો બીજા અર્થમાં તેનું જ્ઞાન) વિચારે છે; તેથી તેમનું દર્શન 'સાંખ્ય' કહેવાય છે. સાંખ્યો સઘળા જડ પદાર્થોને એક પ્રકૃતિ તત્ત્વમાં સમાવે છે; અને સર્વ ચેતન જીવોને પુરુષ નામક તત્ત્વમાં. સાંખ્યોને મતે પુરુષ અનેક છે. તેઓ સ્વરૂપે નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છે. પરંતુ પ્રકૃતિના સાન્નિધ્યમાં અનાદિ કાળથી ચાલતા આવેલા અવિવેકથી પ્રકૃતિના ધર્મોનો પુરુષમાં આરોપ થતો આવ્યો છે. એ અવિવેક દૂર થવો તે જ મોક્ષ છે. સાંખ્યોને મતે આખી સંસાર-વ્યવસ્થા આ પુરુષ અને પ્રકૃતિ એ બે તત્ત્વોના સ્વીકારથી જ સમજાવી શકાય છે. ઈશ્વર જેવું ત્રીજું સ્વતંત્ર તત્ત્વ માનવાની તેમને જરૂર લાગતી નથી. સાંખ્ય દર્શનના મૂળ પ્રવર્તક કપિલ મુનિ કહેવાય છે.

જૈન દર્શનના મુખ્ય પ્રવર્તક મહાવીર સ્વામી ઈ. પૂ. ૬ઠ્ઠા સૈકામાં થઈ ગયા. એમનું દર્શન જીવ અને અજીવ એવાં બે તત્ત્વ સ્વીકારે છે. સાંખ્યદર્શનની પેઠે તેને મતે પણ જીવો અનેક છે. પરંતુ સાંખ્ય દર્શન પુરુષને નિષ્ક્રિય માને છે; અર્થાત્, તેને કર્તા ભોક્તા નથી માનતું. ઉપરાંત, તેનામાં વાસ્તવિક અવિદ્યા અવિવેકાદિ પણ નથી માનતું. ત્યારે જૈન દર્શન જીવને વાસ્તવિક કર્તા-ભોક્તા માને છે; અને કર્મકૃત બંધને પણ વાસ્તવિક માને છે. તેને મતે પણ જીવોનાં કર્મોથી જ જગતની સંપૂર્ણ વ્યવસ્થા ઘટી શકતી હોઈ, ઈશ્વર જેવું સ્વતંત્ર જુદું તત્ત્વ આવશ્યક નથી. અને એમ ઈશ્વરની બાબતમાં બેઉ દર્શનો નાસ્તિક છે.

**૪૦-૧૦: રામાનુજ** — વિશિષ્ટાદ્વૈતના પ્રવર્તક એક અદ્વિતીય દાર્શનિક અને સંતપુરુષ. તેમને 'યતિરાજ' પણ કહેવામાં આવે છે. ઈ. સ. ૧૦૧૭માં દક્ષિણ તરફ ચેંગલપત જિલ્લામાં આવેલા શ્રીપરમ્બદુર ગામમાં તેમનો જન્મ થયો હતો.

બાળપણથી જ તેમના હૃદયમાં વિષ્ણુભક્તિ જાગેલી હતી. કેટલીય વાર તે વિષ્ણુ પ્રત્યેના પ્રેમોદ્રેકથી બેભાન બની જતા. શાસ્ત્રાધ્યયન પૂરું થતાં તેમણે મદુરા જઈ વૈષ્ણવ ધર્મની દીક્ષા લીધી. ત્યારથી માંડીને તેમણે ભક્તિમાર્ગનો આશ્રય કરી મુક્તિતત્ત્વનો ઉપદેશ આપવો શરૂ કર્યો.

પછી તે કાંચીપુર આવ્યા અને ત્યાં વરદરાજ સ્વામીના મંદિરમાં રહી પોતાના મતનો પ્રચાર કરવા લાગ્યા. ત્યાં અનેક લોકોએ તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું. આ અરસામાં તેમણે વેદાંતસૂત્રો ઉપરનું તેમનું શ્રીભાષ્ય, ગીતાભાષ્ય વગેરે ભાષ્યગ્રંથો રચ્યાં; અને શંકરાચાર્યના કેવલાદ્વૈત મતનું ખંડન કરી પોતાનો વિશિષ્ટાદ્વૈત મત સ્થાપ્યો.

ત્યાર બાદ તેમણે વેંકટાદ્રિ ઉપર જઈ થોડો વખત તપસ્યા કરવામાં ગાળ્યો. પછી શ્રીરંગમમાં આવી તેમણે વૈષ્ણવધર્મનો પ્રચાર કરવા માંડ્યો. અનેક લોકો તેમની પાસે દીક્ષા લેવા લાગ્યા. સામાન્ય જનસમુદાયમાં આવેલી આ જાગૃતિ ત્યાંની ચોલ રાજસત્તાથી સહન ન થઈ શકી; એટલે તેણે રામાનુજનો વધ કરવાના ઉપાયો યોજવા માંડ્યા. આથી રામાનુજ ત્યાંથી નીકળી મેલકોટમાં આવ્યા. ત્યાંનો રાજા જૈન હતો, પણ તે રામાનુજનો અસાધારણ પ્રભાવ જોઈ તેમનો શિષ્ય થયો. ત્યાર બાદ રામાનુજે આખા ભારતવર્ષમાં પરિભ્રમણ શરૂ કર્યું. પોતાના મતનો પ્રચાર કરતા કરતા લાંબે વખતે તે શ્રીરંગમમાં પાછા આવ્યા. ત્યાં ૧૨૦ વર્ષની ઉંમરે તેમણે દેહત્યાગ કર્યો.

તત્ત્વજ્ઞાનમાં સામાન્ય રીતે સ્વીકારાતાં જે ત્રણ મુખ્ય તત્ત્વો ચિત્ (જીવ), અચિત્ (જડ-જગત) અને ઈશ્વર, તે ત્રણેનો એકમાં સમાવેશ કરી એક તત્ત્વને જ મુખ્ય અથવા સત્ય માનવું એ અદ્વૈતવાદનું સામાન્ય લક્ષણ છે: તે મુજબ શંકરાચાર્ય ઈશ્વર અથવા બ્રહ્મ તત્ત્વને જ એકમાત્ર સત્ય માનતા હોવાથી, તથા જીવ અને જગતને પારમાર્થિક રીતે સત્ય ન માનતા હોવાથી, તેમનો વાદ કેવલાદ્વૈત કહેવાય છે. ત્યારે રામાનુજ જીવ અને જગતને ઈશ્વરરૂપી પરમતત્ત્વના શરીરરૂપ માને છે, મિથ્યા નથી માનતા અર્થાત્, શરીર અને આત્માની પેઠે ચિત્ અને અચિત્ પદાર્થો સાથે ઈશ્વરનો અભેદ પણ માને છે; તેમ જ સ્વરૂપની વિલક્ષણતાને લીધે તે ત્રણેમાં ભેદ પણ માને છે; તથા એક જ માટી જેમ જુદાં જુદાં ઘડા-કોડિયાં વગેરે અનેક રૂપે અવસ્થિત થતી હોવાથી ઘડા વગેરે સાથે તેનો જેમ ભેદાભેદ છે, તેમ એક માત્ર પરમેશ્વર ચિત્ અને અચિત્ એમ અનેક રૂપે વિરાજમાન થતા હોવાથી ચિત્ અને અચિત્ સાથે તેમનો ભેદાભેદ પણ છે. આ તેમનું વિશિષ્ટાદ્વૈત છે.

**૪૪-૧ : મેન્સિયસ** — પ્રખ્યાત ચીની તત્ત્વજ્ઞાની અને ઉપદેશક. ઈ. પૂ. ૨૮૯માં તે મરણ પામ્યો. કેટલાક કહે છે કે તે ૮૪ વર્ષ જીવ્યો, એટલે કે, તે ઈ. પૂ. ૩૭૨માં જન્મ્યો હશે; અને કેટલાક તેને ૯૭ વર્ષ જીવ્યો માની ઈ. પૂ. ૩૮૫માં જન્મ્યો બતાવે છે. ચીની ધર્મોપદેશક ોન

કૂત્સે (કૉન્ફૂશિયસ)થી મહત્ત્વમાં બીજે નંબરે આ ગણાય છે. એનાં સુવચનો આજ પણ જાણીતાં છે. તે એક શાળા ચલાવતો ને ત્યાં જે જિજ્ઞાસુઓ આવે એમને જ્ઞાન આપતો તથા શંકાસમાધાન કરતો. પરંતુ તેના સમયની ચીનની રાજકીય અને સામાજિક સ્થિતિ સુધારવા યોગ્ય છે તે જોઈ, તેણે એક રાજવી સંન્યાસીની અનાસક્તિથી તેમાં પણ ઝંપલાવ્યું. હિંદના પ્રાચીન રાજાઓ જેમ ઋષિને નમતા ને તેનું સાંભળતા, તેમ તેના વખતના ચીની રાજાઓએ આ ઋષિ જેવા પુરુષને માન આપ્યું છે અને એની સલાહ માની છે. ચીની સંસ્કૃતિ ઘડવામાં ભાગ લેનાર આ પુરુષ જગતના મહાન ઉપદેશકોમાં એક ગણાય છે.

**૫૦–૨૨ : શંકર** — કેવલાદ્વૈતના પ્રસિદ્ધ આચાર્ય. તેમનો જન્મ કયે સમયે થયો તે બાબતમાં ઘણો મતભેદ છે. પણ હવે સામાન્ય રીતે સ્વીકારાતું જાય છે કે, તેમનો જન્મ મલબારના નાંબૂદ્રી બ્રાહ્મણોના કુળમાં પશ્ચિમ કિનારા તરફ કાલાદિ નામના ગામમાં ઈ. સ. ૭૦૦થી ઈ. સ. ૮૦૦ની વચમાં થયો હતો. કિશોરાવસ્થામાં જ તે ગૌડપાદના શિષ્ય ગોવિંદાચાર્ય પાસે શાસ્ત્રાભ્યાસ કરવા ગયા; અને તેમની પાસે અદ્વૈત દર્શનના મૂળ સિદ્ધાંતો શીખ્યા. આઠ વર્ષની ઉંમરે તે બધા વેદોનો રસપૂર્વક અભ્યાસ કરી ગયા હતા એમ કહેવાય છે.

પ્રથમથી જ સત્યની જ્યોત તેમનામાં અતિ તેજસ્વીપણે ઝળહળતી હતી. તેમના સમયમાં જુદા જુદા વાદીઓએ અને સંપ્રદાયોએ લોકોમાં શ્રદ્ધા અને આચારની બાબતમાં સારી પેઠે મતિભ્રંશ અને શિથિલિતા ઉત્પન્ન કર્યાં હતાં. તેમણે જોઈ લીધું કે, આ બધી દાર્શનિક કે આચારવિષયક માન્યતાઓ પાછળ રહેલા સત્યને અદ્વૈત સિદ્ધાંત જ પૂરેપૂરો ન્યાય આપી શકે તેમ છે, તથા સમાજમાં જામેલી શિથિલતા, અને નિષ્ક્રિયતાને પણ તે જ હઠાવી શકે તેમ છે. એટલે એ યુવાન સંન્યાસીએ તરત પોતાના ઉપનિષદ્, ગીતા અને બ્રહ્મસૂત્રો ઉપરના સુપ્રસિદ્ધ ભાષ્યગ્રંથો દ્વારા અદ્વૈતમતનું સંસ્થાપન કર્યું અને પછી પોતે જ પગપાળા આખા દેશની મુસાફરીએ નીકળી પડ્યા. બૌદ્ધોની સંઘવ્યવસ્થા ઉપરથી પણ તેમણે જોઈ લીધું કે, સંગઠન, વહેમોનો ત્યાગ, અને સાધુ-સંન્યાસીઓનો સંઘ — એ બાબતો આમવર્ગની શ્રદ્ધાને નિર્મળ તથા પ્રાણવાન રાખવામાં મદદગાર થઈ પડે છે. તેથી તેમણે સંન્યાસીઓની દશ શાખાઓ સંસ્થાપિત કરી, જેમાંથી ચાર અત્યારે પણ પ્રતિષ્ઠિત છે. તેમણે પ્રચલિત ધર્મનું પુનરુજ્જીવન કરવાની સાથે જ તેનું સંશોધન પણ કર્યું. દક્ષિણ ભારતમાંથી તેમણે શાક્તોના સ્થૂલ પૂજાવિધિનું તથા શૈવો અને કાપાલિકોના ઘૃણિત તથા ક્રૂર ક્રિયામાર્ગોનું જડમૂળથી નિકંદન કાઢ્યું

એમ કહી શકાય. તંત્રવિદ્યામાં વળેલા બૌદ્ધોને તેમની જન્મભૂમિ ભારતમાંથી જ નામશેષ કરવામાં તેમનો જ હાથ મુખ્ય છે. દેશને ચારે ખૂણે ઘૂમીને તેમણે ચાર ખૂણે ચાર પ્રસિદ્ધ મઠો સ્થાપ્યા : શૃંગેરી (મૈસૂર), પુરી, દ્વારકાં અને બદરિનાથ. તેમની યોગશક્તિ બાબત પણ અનેક આખ્યાયિકાઓ પ્રચલિત છે; તથા તેમને એક રીતે શંકરના જ અવતાર લોકોએ માન્યા છે.

તેમના દાર્શનિક સિદ્ધાંતને સુપ્રસિદ્ધ અર્ધા શ્લોકમાં આ રીતે રજૂ કરવામાં આવે છે: બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, અને જીવ બ્રહ્મ જ છે — જુદો નથી. તેમનો આ સિદ્ધાંત કેવલ બ્રહ્મ સિવાય અન્ય કશાની વાસ્તવિકતા ન સ્વીકારતો હોવાથી કેવલાદ્વૈત કહેવાય છે. તેને માયાવાદ પણ કહેવામાં આવે છે. માયાવાદનો સામાન્ય રીતે ‘મિથ્યા’વાદ જેવો અર્થ સમજવામાં આવે છે. પરંતુ તે બરાબર નથી એમ શ્રી. રાધાકૃષ્ણન પા. ૫૮ ઉપર કહેવા માગે છે.

શ્રી. આનંદશંકરભાઈએ એ જ વસ્તુ ‘આપણો ધર્મ’ નામના તેમના પુસ્તકમાં તેમની સરળ તથા સચોટ શૈલીમાં રજૂ કરી છે. વાચકને શ્રી. રાધાકૃષ્ણનનું કથન સમજવામાં તે ઉપયોગી થશે એમ માની તેને નીચે ટૂંકમાં ઉતારી છે:— માયાવાદનું એમ કહેવું નથી કે આ જગત દેખાય છે તે નથી દેખાતું; પરંતુ એનું તો વિશેષતઃ કહેવું છે કે આ જગત દેખાય છે તે, બ્રહ્મદર્શન થતાં **જગત**રૂપે નથી દેખાતું. ઉપરાંત એટલું સમજી લેવાનું છે કે, જગતનો આવિર્ભાવ માત્ર માયા જ નથી; પણ **બ્રહ્મ**ની માયા છે, અને એ બ્રહ્મનો વિકાર કે બહિર્ભૂત કાર્ય નથી, પણ **માયા** છે. આમ માયાવાદી જગતથી પર તત્ત્વ સ્વીકારે છે, અને એ પર તત્ત્વનો જગત સાથે વસ્તુસ્થિતિમાં તેમ જ જ્ઞાનમાં ખરું જોતાં અવિશ્લેષ્ય અને તાત્ત્વિક સંબંધ છે એમ માને છે. અર્થાત્ જગતથી પર હોઈ, જગતના અંતરમાં એ વિરાજમાન છે. પણ આ અંતરમાં હોવું તે જડની માફક બહિઃસંબંધ વડે સંભવતું નથી, માટે બ્રહ્મની સત્તાથી જ જગતની સત્તા બની રહે છે. તેથી જગત ‘બ્રહ્મસત્તા-નિરૂપિતસત્તા’વાળું છે.

**૫૧–૧૨: એકહર્ટ** — ઈ. સ. ૧૨૬૦થી ૧૩૨૭ સુધીમાં એના જીવનની તારીખો કલ્પાય છે, કેમ કે ચોકસ મળતી નથી. તેના જમાનાનો એ પ્રખર વિદ્વાન ગણાતો, અને એ રીતનું માન એને પોપના દરબાર તરફથી પણ મળ્યું હતું. પણ તેના ધર્મવિચારોને કારણે તેને સજા ફરમાવવામાં આવી હતી કે, તેનાં લખાણોમાંથી અમુક ખોટો ભાગ છે તે કાઢી નાંખવો. પણ તે અગાઉ તે મરણ પામ્યો હતો. યુરોપમાં જે ગૂઢવાદીઓ થયા છે તેમાં આ પ્રારંભનો ગણાય છે.

૫૭-૪ : **પ્લૉટીનસ** —( ઈ. સ. ૨૦૪ થી ૨૭૦ ) નવપ્લેટોવાદનો મુખ્ય પુરસ્કર્તા. જુઓ 'નવપ્લેટોવાદીઓ' પરની નોંધ આ અગાઉ ( પા. ૧૦૯ ) આપી છે તે. તે પણ ગૂઢવાદી હતો.

૫૭-૪ : **રાઈઝબ્રૂક** —( ઈ. સ. ૧૨૯૩-૧૩૮૧ ) હૉલૅન્ડનો વતની, પાદરીનું કામ કરતો. ૬૦ વર્ષની ઉંમરે સાધુઓના મઠમાં તે દાખલ થયો અને ચિંતન, મનન, તથા સમાજસેવાની ઉત્કટ સાધનામાં પોતાનો વખત ગાળતો. યુરોપના આગળપડતા ગૂઢવાદીઓમાં એ ગણાય છે.

# સર રાધાકૃષ્ણનનાં બીજાં પુસ્તકો

**૧. ગૌતમ બુદ્ધ:** અનુ૦ ગોપાલદાસ પટેલ કિં. ૧-૮-૦

બ્રિટિશ ઍકેડેમીની 'માસ્ટર માઈન્ડ' (મહા-પ્રજ્ઞ) વ્યાખ્યાન-માળામાં આપેલું વ્યાખ્યાન. આ વ્યાખ્યાનને 'એક મહા-પ્રજ્ઞે બીજા એક મહા-પ્રજ્ઞ વિષે આપેલું વ્યાખ્યાન' કહીને વર્ણવવામાં આવ્યું છે. તેમાં શ્રી. રાધાકૃષ્ણન એ પ્રતિપાદન કરે છે કે, બુદ્ધની ધર્મદૃષ્ટિમાં જે તત્ત્વજ્ઞાન રહેલું છે, તે કાંઈ ઉપનિષદીય તત્ત્વજ્ઞાનથી નોખું નથી; બલ્કે, એ જ તત્ત્વજ્ઞાનનો પૂર્વ ભાગ ઉપનિષદો છે, જેને પછીથી બુદ્ધ પોતાના દેશકાળમાં ખીલવે છે.

**૨. કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ:** અનુ૦ નગીનદાસ પારેખ કિં. ૦-૧૪-૦

આ પુસ્તકમાં આજની સંસ્કૃતિની ઊણપો અને તેમને ટાળવાના ઉપાયોની વ્યાપક ચર્ચા કરેલી છે. સર રાધાકૃષ્ણનનો ટૂંક જીવન-પરિચય તથા પુસ્તક સમજવામાં મદદરૂપ થાય તેવાં ટિપ્પણો ઉપરાંત શ્રી. કાકાસાહેબ કાલેલકરનો લખેલો વિસ્તૃત ઉપોદ્ઘાત પણ આપવામાં આવેલો છે.

**૩. હિંદુ જીવનદર્શન:** અનુ૦ ચંદ્રશંકર શુક્લ કિં. ૦-૧૦-૦

'અપ્ટન ટ્રસ્ટ'ના આશરા હેઠળ શ્રી. રાધાકૃષ્ણને આપેલી આ એકલી વ્યાખ્યાનમાળા પણ તેમને "ફિલસૂફી-ક્ષેત્રમાં અમર કરવાને બસ થાય એવી" ગણાય છે. હિંદુધર્મની વ્યાપક અને વિશાળ જીવનદૃષ્ટિ જગત આગળ આ પુસ્તકે અનોખી છટા અને ગૌરવથી અર્વાચીન પરિભાષામાં મૂકી છે. પ્રખ્યાત અંગ્રેજી વિચારક શ્રી. જૅક્સે આ વ્યાખ્યાનમાળાને અંતે વ્યાખ્યાતાનો આભાર માનતી વખતે જણાવ્યું હતું કે, આ "વ્યાખ્યાનો સાંભળતી વખતે . . . કેટલીક વાર તો મને એવું કહેવા મન થઈ આવતું, 'તું તો મને હિંદુ થવા લલચાવે છે!'"

પ્રાપ્તિસ્થાન
**નવજીવન કાર્યાલય**
**અમદાવાદ, મુંબઈ-૨,**
**સુરત, રાજકોટ, પૂના**

# શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા

[ અત્યારે મળી શકતા મણકાઓ. બાકીના બીજા ફરી છપાવાના છે. ]

**૧. સુત્તનિપાત :** એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ ૧-૦-૦

**૭. जिनागमकथासंग्रह :** મૂળ જૈન સૂત્રો તથા જૈન કથાઓ અને સૂક્તિઓના જૈન સાહિત્યમાંથી ચૂંટી કાઢેલો. સરળ પ્રાકૃત વ્યાકરણ, ટિપ્પણ તથા કોશ સાથે ૧-૪-૦

**૮-૯. શ્રી રાજચંદ્ર :** શ્રીમદ્ રાજચંદ્રની જીવનયાત્રા તથા વિચારરત્નો [નવી આવૃત્તિ] ૩-૮-૦

**૧૦. મહાવીરસ્વામીનો સંયમધર્મ :** 'શ્રી સૂત્રકૃતાંગસૂત્ર'નો છાયાનુવાદ [નવી આવૃત્તિ] ૧-૦-૦

**૧૧. મહાવીરસ્વામીનો આચારધર્મ :** 'શ્રી આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ [નવી આવૃત્તિ] [છપાય છે]

**૧૪. શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો :** 'પ્રવચનસાર' 'સમયસાર' અને પંચાસ્તિકાયસારસંગ્રહ'નો છાયાનુવાદ ૦-૮-૦

**૧૬. શ્રી ભગવતી-સાર :** પંચમ અંગનો છાયાનુવાદ ૨-૦-૦

**૧૮. સમીસાંજનો ઉપદેશ :** 'શ્રી દશવૈકાલિકસૂત્ર.' ૦-૧૨-૦

**૧૯. તત્ત્વાર્થસૂત્ર :** પંડિત સુખલાલજીની ગૂજરાતી વ્યાખ્યા સાથે અનુવાદ [નવી આવૃત્તિ] ૧-૮-૦

**૨૦. પાપ, પુણ્ય અને સંયમ :** વિપાક, અંતકૃદ્દશાઃ, અને અનુત્તરૌપપાતિકદશાઃ સૂત્રોનો છાયાનુવાદ ૦-૧૨-૦

**૨૧. શ્રી મહાવીરકથા :** શ્રમણભગવાન મહાવીરની જીવનકથા ૨-૮-૦

**૨૨. સર્વોદયની જીવનકળા :** ઍલ. પી. જૅક્સકૃત 'Constructive Citizenship'નો અનુવાદ ૨-૦-૦